૯. કાગળ ઘણાં ઉપયોગમાં લેવામાં આવે છે, તેમાંના કેટલાક તમને વિચિત્ર દેખાશે. ઘણી સુંદર રકાબી, હલકી અને મજબુત, અને લાકડા જેટલી સખત, કાગળમાંથી બનાવવામાં આવે છે. વળી હોડીઓ, ટાંકીઓ, પાણીની નળીઓ, અને આગગાડીનાં પૈડાં જેવી વસ્તુઓ કાગળમાંથી બનાવવામાં આવી છે. પણ આ માટે માવો જાડા કટકાના રૂપમાં દબાવવામાં આવ્યો હતો, એટલો મજબુત અને સખત કે તે કાગળ કરતાં લાકડા જેવા વધારે દેખાય..

૧૦. જાપાનમાં લોકો પોતાનાં ઘર મુખ્યત્વે કરીને હલકાં લાકડાના ચોકઠાં સહિત કાગળનાં બાંધે છે. બહારની દીવાલ માત્ર ફરેડીઓ હોય છે જે દિવસના વખતમાં અજવાળું અને હવા અંદર લેવાને ઉઘાડવામાં આવે છે. ઓરડાઓના કાગળના પડદા લટકાવીને ભાગ પાડવામાં આવે છે.

૧૧. જાપાનીઝ લોકો પોતાનાં ઘર કાગળ અને લાકડાંનાં બાંધે છે, કારણ કે ધરતીકંપ વારંવાર આખા કસ્બાઓ હલાવી પાડી નાખે છે. જ્યારે ઘરો પડી જાય છે ત્યારે દીવાને લીધે કે નાના સ્ટવ કાગળના કચરાને આગ લગાડે તેથી મોટી આગો લાગે છે. પણ કાગળનું ઘર જેટલું વહેલું બળી જાય છે લગભગ તેટલું વહેલું ફરી બંધાય છે.

## ૪. ખોવાઈ ગએલી રાજકુમારી.

૧. એક વખત ગુલ્ગા અને સીતા નામની બે નાની રાજકુમારી હતી. તેઓ ઘેર સુખી નહોતી અને તેઓએ વિચાર કર્યો. કે તેઓ જંગલમાં રહેવાનો પ્રયત્ન કરે. તેથી એક દિવસ તેઓ ઘરમાંથી નાસી ગઈ અને થોડીવાર તેઓ એક ખાલી પડી રહેલા મહેલ આગળ આવી પુગી. અહીંઆ તેઓ મહેલના મોટા ઓરડાઓમાં એકલી થોડો વખત સુખમાં રહી.

૨. એક દિવસ જ્યારે રાજકુમારી ગુલ્ગા જંગલમાં ફળ શોધતી બહાર ગઈ હતી, ત્યારે એક રાજકુમાર મહેલમાં આવ્યો અને તેની

બેનને લઈ ગયો. જ્યારે તે પાછી આવી અને તેને તેની બેનને જતી રહેલી માલમ પડી ત્યારે ગુલ્ગા એક ઓરડામાંથી બીજા ઓરડામાં "સીતા, સીતા," એમ બૂમ પાડતી દોડી. પણ તેણી સીતાને ખોળી શકી નહિ. તેથી ગરીબ નાની રાજકુમારી નીચે બેઠી અને રડી. પછી તે જંગલમાં દોડી અને ત્યાં તેણે એક શિયાળ મળ્યું.

૩. "હું તમને સીતાને શોધવાને મદદ કરૂં ?" શિયાળે કહ્યું.

"અરે, મહેરબાની કરીને કરો" ગુલ્ગા બોલી ઉઠી અને તેઓએ તરતજ પગલાં શોધવાનું શરૂ કર્યું.

૪. થોડા વખતમાં તેમને રેશમી કકડામાં બાંધેલું મોતી જડયું. પછી તેઓને બીજું અને ત્રીજું જડયું, સીતાએ પોતાની બેનને રસ્તો બતાવવા આ મોતી નાંખ્યાં હતા. જ્યાંસુધી તેઓ જંગલને છેડે આવ્યા ત્યાંસુધી એક પછી એક ગુલ્ગા અને શિઆળને મોતી જડયાં.

૫ 'હવે મારે તને છોડી દેવી જોઇએ,' શિયાળે કહ્યું. "હવે તું જલદી જ્યાં તારી બેન છે ત્યાં જઈ પુગીશ. પરંતુ પ્રથમ તું તારી જાતને ઘરડી અને કુરૂપ દેખાય એવી કરે તો વધારે સારૂં કે રખેને કોઈ જુવાન રાજકુમાર તને હરી જાય.

૬. તેથી ગુલ્ગાએ પોતાનો ચહેરો રંગ્યો, અને પોતાના પીળા રેશમી ઝભ્ભા ઉપર ગંદો સુતરાઉ ઝભ્ભો પહેર્યો. પછી તેણે શિયાળનો આભાર માન્યો અને એકલાં આગળ ચાલ્યાં કર્યું.

૭. મોતીઓ તેણીને થોડા દિવસ પછી મહેલના દરવાજા આગળ લઇ ગયા. જ્યારે તે તેણીના ગંદા કપડા સાથે અહીં ઉભી રહી ત્યારે એક ગરીબ બાઈ ત્યાં આવી. તેણીને ગુલ્ગા માટે દીલગીરી થઈ અને તેતેણીને પોતાની ઝુંપડીએ લઈ ગઈ. તેના ઉપર તરતાં સુંદર કમળના ફુલવાળા સ્વચ્છ પાણીથી ભરેલાં આરસપાણના તળાવની બાજુએ તે આવી રહી હતી. તળાવની પેલી બાજુએ રાજાનો સફેદ મહેલ હતો.

૮. બીજે દિવસે સવારમાં વહેલાં, જ્યારે આજુબાજુ કોઈ ન હતું ત્યારે ગુલ્ગા તળાવમાં નહાવા ગઇ. પછી તેણે તેનાં પીળાં કપડાં પહેર્યાં અને પોતાના વાળમાં કમળનાં ફૂલ ખોસ્યાં. પણ સુરજ ઉગ્યો કે તરતજ તેણે પોતાનાં ગંદા કપડાં પહેર્યાં, કમળનાં ફૂલ કાઢી નાખ્યાં અને પોતાના સુંદર ચહેરાને કાળો રંગ્યો.

૯. એક દિવસે જેવો સુરજ ઉગતો હતો કે તરતજ મહેલમાંથી એક યુવાન રાજકુમાર તળાવ પર ઉતરી આવ્યો. તેણે રાજાનાં કમળનાં ફૂલ કોણ લેતું હતું તે શોધવાની ઇચ્છા કરી. તળાવને પગથીઆ પર તેને પીળાં રેશમી કપડાં પહેરેલી, અને વાળમાં કમળનાં ફૂલવાળી એક મનોહર રાજકુમારી જોઇ.

૧૦. જ્યારે ગુલ્ગા ચમકી પાછી ખસી ત્યારે તેણે હસતાં કહ્યું, 'તું ચોર છે.' 'કેમ, તું મહેલ માંહેલા તારા સીતા જેવી દેખાય છે."

"અરે, તમે મારી બેન સીતાને ઓળખો છો ?" તે બોલી.

"હા, જરૂર," રાજકુમાર બોલ્યો. "તે હવે મારા ભાઈની વહુ છે. પણ તું ગુલ્ગા હોવી જોઇએ, જેને વિષે તે હંમેશાં વાત કરે છે."

૧૧. યુવાન રાજકુમાર ગુલ્ગાને મહેલમાં લઈ ગયો. પોતાની નાની બેનનો પત્તો લાગવાથી સીતા બહુ ખુશ થઈ. થોડાં અઠવાડીઆં પછી તે વધારે સુખી થઇ કારણ કે ગુલ્ગા જે રાજકુમારે તેણીને તળાવ આગળ જોઈ હતી તે યુવાન રાજકુમારની વહુ બની હતી.

## પાઠ ૫. કુવામાં વીંટી.

૧. પૂર્વના દેશમાં એક રાજાને જેનાપર તે ભરોસો રાખી શકે તેવા નોકરની એક વખત ઘણી જરૂર હતી. લાંબો વખત વિચાર્યા પછી તેણે એક યુક્તિ શોધી કાઢી જે વડે એક નોકર મેળવી શકશે એમ તેણે ધાર્યું.

૨. તેણે શહેરમાં ખબર કરી કે તેને માટે દિવસનું કામ કરવા કોઈ માણસ જોઇએ છે. તરતજ બે માણસ આવ્યા, અને બોલ્યા કે તેઓ કામ કરવાને તૈયાર છે.

૩. તેથી રાજાએ તેમને કહ્યું કે આખો દિવસ કામ કરવાને તેઓ શું મજુરી (પગાર) લેશે, અને પછી તેમાંના દરેકને એક ટોપલી આપી. દરેક માણસે મહેલના બાગમાંના કુવાપર ટોપલી લઈ જવાની હતી અને તેને પાણીથી ભરવાની હતી.

૪. ખરેખર તે એક વિચિત્ર કામ હતું, કારણકે માણસો જેવા ડોલવડે કુવામાંથી પાણી કાઢતા અને તેને ટોપલીઓમાં રેડતા કે તરતજ તે બધું નાનાં કાણાંમાંથી નીકળી જતું અને ટોપલીઓ ખાલી થઈ જતી.

૫. એક માણસ થોડીવારમાં થાકી ગયો. "આવું મૂર્ખ કામ કરવાનો શો ઉપયોગ ?" તે બોલ્યો.

૬. પણ બીજા માણસે કહ્યું, 'કામનો ઉપયોગ એ રાજાએ વિચારવાની બાબત છે આપણે વિચારવાની નથી. આપણને તો આપણી મજુરી બધી રીતે સરખીજ મળશે."

૭ "બહુ સારૂ, હું એ કામ જરાએ વધારે કરવાનો નથી," પહેલા માણસે કહ્યું. "એ માણસને મૂર્ખ બનાવે છે." પોતાની ટોપલી ફેંકી દઇને તે ચાલ્યો ગયો.

૮. બીજા માણસે કુવામાંથી પાણી ખેંચવાનું અને ટોપલીમાં રેડવાનું, લગભગ દિવસના અંત સુધી જારી રાખ્યું. પછી તેણે કુવામાં નીચે જોયું અને જોયું કે તે લગભગ ખાલી થયો હતો.

૯. પણ પેલું શું હતું ? તળીએ રૂપા કરતાં ચળકતી નાની વસ્તુ પડી હતી. તે તેણે ઉપર ખેંચી લીધી. અને પોતાના આશ્ચર્ય સાથે તેને માલમ પડયું કે તે એક સુંદર વીંટી હતી.

૧૦. 'હવે મને ટોપલીમાં પાણી રેડવાનો ઉપયોગ માલમ પડે છે." તેણે કહ્યું કુવો ખાલી થાય ત્યાર પહેલાં, જો વીંટી ડોલમાં ઉપર આવી હોત તો પાણી સાથે તે ટોપલીમાં ગઇ હોત, અને મને તે ત્યાં માલમ પડત. એ કામ એકંદરે એટલું બધું નિરૂપયોગી નહોતું.

૧૧. તે વીંટી મહેલમાં લઇ ગયો અને રાજા તેને જોઈને રાજી થયો. "તે મારી આજ્ઞા એવી સારી રીતે આ વિચિત્ર કામમાં પાળી છે કે હું ધારૂં છું કે હું વધારે સારા કામમા તારાપર ભરોસો રાખી શકું.

૧૨. આ વીંટી તારી પોતાની તરીકે રાખ અને આ વખતથી તું મારો નોકર થશે અને હું તારો મિત્ર થઈશ.

## પાઠ ૬ માન (પુજ્યભાવ)

૧. એક વખત એક ફકીર રહેતો હતો, જે જાહેરમાં ખુદાનું નામ બોલતો નહિ, એવું જાણવામાં આવ્યું. પવિત્ર લોકો આશ્ચર્ય પામતા અને દુઃખી થતા કારણ કે જે માણસ ધાર્મિક હોવાનો દાવો કરતો હતો તે આવી રીતે વર્તતો હતો. ખરાબ અને અવિચારી માણસો જ્યારે તેને મળતા ત્યારે 'અલ્લાહ' બોલવાનું કહી તેને ખીજવતા.

૨. તેનો જવાબ હમેશાં 'લાહૅાલ' હતો, જે અરબી પુસ્તકનો પહેલો શબ્દ હતો જે ભૂતપ્રેતથી રક્ષણ કરવાને અને તેમને હાંકી કાઢવાને વપરાતો. આવી અયોગ્ય રીતભાતને લીધે લોકોએ ફકીર વિષે વાતો કરી અને આખરે તેને મોટા મોગળ બાદશાહ અકબર આગળ હાજર થવાનું ફરમાવવામાં આવ્યું.

૩. જ્યારે ફકીર તેની આગળ હાજર થયો ત્યારે શહેનશાહે પૂછ્યું, "ફકીર સાહેબ, આપની આ રીતભાત કેવી છે?" "એમ કહેવાય છે કે તમે પોતાનીજાતને ધાર્મિક પુરુષ કહેવડાવો છો અને ખુદાનું નામ બોલવાની ના પાડો છો? ખરેખર, આતો કાફરની (અધાર્મિક) રીતભાત કહેવાય અને તેને મૃત્યુની શિક્ષા થાય. તમે પોતે શું કહેવા માગો છો?"

૪. ફકીરે પૂછ્યું, "મહાન બાદશાહ, શું મને ખરેખર શિક્ષા થઈ ગઈ છે કે આપ નામદાર મને સાંભળવા રાજી છો?"

૫. શહેનશાહે સખ્તાઇથી કહ્યું, "બોલો, હું સાંભળું છું."

૬. "આપ નામદારના દરબારીઓમાં એવા કોઇ માણુસો છે કે જેમને તેમના માલીકવડે શુરવીર અને ઉમદા વ્યકિત તરીકે ગણાવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોય ?"

૭. "હા. ઘણા"? શહેનશાહે જવાબ દીધો "પણ મારા સરદારોમાં હું માનું છું કે ચાર છે જેનો આખી વિશાળ દુનિયામાં શુરવીરપણામાં જોટો મળે તેવો નથી."

૮. "અને એ ચારમાં એક એવો છે કે જેને આપ સરકાર બીજાઓ કરતાં આબરૂ અને માનને વધારે લાયક અને મનુષ્યોમાં પહેલાજ વર્ગમાં મૂકવા લાયક ગણો છો ?"

૯. "હા, વીરપુરૂષોના ટોળું કે જે મારી પાસે છે જેને માટે હું મગરૂર છું તેમાં એક સૌથી પહેલા દરજ્જાનો વીરપુરષ પણ છે."

૧૦. "મહાન રાજા, આ બહાદુર પુરૂષની સાથે હું બાજુએ વાત કરૂં, અને તેને હું જેમ કરવાનું કહું તેમ કરવાની આપની મહેરબાની પૂર્વક રજા છે ?"

૧૧. "હા, તમે યોગ્ય અને લાયક જે કાંઈ કરવાનું તેને કહો તે કરવાની હું તેને છુટથી રજા આપું છું."

૧૨. ફકીર તે ઉમદા ઉમરાવને દરબારના ખુણામાં લઈ ગયો, અને તેને ગાદીપર બેઠેલા શહેનશાહની નજીક જઈ માત્ર આને આજ શબ્દો બોલવાનું કહ્યું. " અકબર, હું તમારી પાસે ઉભો રહું એમ ફકીરની ઇચ્છા છે."

૧૩. તે મોટા ઉમરાવે તેની અરજ અમલમાં મૂકવા ના પાડી, અને થોડા વખત પછી શહેનશાહ પાસેની પોતાની જગ્યાએ પાછો ફર્યો.

૧૪. "સાહેબ, મહાન ઉમરાવને પૂછો કે આપ નામદારની પરવાનગીથી મેં તેને જે કરવાનુ કહ્યું છે તે તેણે કર્યું છે ?"

૧૫. આ બાબત ઉપર સવાલો પૂછતાં દરબારીઓને કબુલ કરવું પડતું કે તેણે ફકીરની ઇચ્છા અમલમાં મૂકી નહોતી. 'શા માટે,' તેણે કહ્યું, "ફકીરે હું ભર દરબારમાં આગળ આવું અને આપણા માલિક શહેનશાહને ઘરવટ હોય તેવી રીતે તેના નામથી બોલાવું એમ ઇચ્છયું."

## પાઠ ૭. લુચ્ચા કાગડાઓ.

૧. દરેક છોકરાએ મહોલ્લામાં કે પોતાના ઘર પાસે, અહીં તહીં કૂદતા, કર્કશ બૂમો પાડતા, અને ખોરાક શોધતા કાગડાઓ જોયા છે.

૨. કાગડો એ ઘણું બહાદુર, લુચ્ચું અને લોભી પંખી છે. તે ભયંકર ચોર છે. જો કે તેને ઉપયોગી હોય કે ન હોય છતાં તે જે કાંઈ ચોરી શકે તે ચોરી જાય છે. તે પૈસા, કલમ, સાકર અને સાબુ પણ લઇને નાસી જતો જાણવામાં આવેલો છે.

૩. એક બાઈ જેણે હિંદુસ્તાનમાં મુસાફરી કરી છે, તેણે એક વખત જે જોયું તે નીચેની વાર્તામાં કહે છે કે કાગડાઓ કેવા હિંમતવાન અને લુચ્ચા હોય છે.

૪. એક દિવસે તેણીએ કેટલાક કાગડાને એક ઉંચા ઝાડ ઉપર બેસીને એક કુતરો જે નીચે એક માંસનો મોટો ટુકડો ખાતો હતો તેને જોતા જોયા.

૫. "કુતરા શેઠ, એ તમારે માટે ઘણોજ વધારે પડતો છે." તે કાળા બદમાસો કહેતા હોય એમ જણાયું. પૂછડીને ઉંચી કરીને, અને 'કૅા' એમ ચેતવણી સાથે તેઓ નીચે ઉડયા અને માંસને ચાંચ મારવા ગયા. કુતરાશેઠ ઘુરકવા લાગ્યા અને પોતાના દાંત બતાવ્યા. પણ તમે ધારો છો કે કાગડા બીધા? તેઓ નહિજ બીધા. 'કૅા' 'કૅા' તે બોલ્યા. અમને અમારૂં ભોજન જોઇએ છે.

૬. પણ કુતરાને પણ પોતાનું ખાણું જોયતું હતું, અને માંસને એક પળ પણ છોડે એમ હતું નહિ તેથી સૌથી મોટો કાગડો ચુપકીથી

છાનોમાનો સરકી આવ્યો અને એકદમ ધસારા સાથે માંસનો નાનો ખુણો તોડી લેવાની ગોઠવણ કરી શકયો., જે તે ઝાડ ઉપર લઈ ગયો.

૭. બીજા કાગડાઓ તેને અનુસર્યાંઅને તરતજ તેઓએ એવું કાકા કરવું શરૂ કર્યું. તેમણે જરાએ ખાધું નહિ. ના, તેમને તો આખો માંસનો કટકો જોયતો હતો. તેઓ હવે પછી બીજું શું કરવું તે વિષે વાતો કરતા હતા.

૮. આખરે તેઓએ વિચાર નક્કી કર્યો હોય એમ જણાયું અને કૅા. કૅા બંધ થયું. ફરીથી તેઓ સીધા નીચે કુતરા તરફ તેની નજીક જેટલું જઈ શકયા તેટલે સુધી ઉડયા. પછી લુચ્ચા કાગડાએ કુતરાના નાકની બરાબર સામેજ તેની પાસેનો માંસનો નાનો કટકો નાખ્યો. જાણે કહેતો હોય કે "કુતરાશેઠ, આ રહ્યો તમારો માંસનો ટુકડો. મારે તે જોયતો નથી."

૯. હવે, પેલો કુતરો પણ લોભી પ્રાણી હોવો જોઈએ. તેણે મોટાં કકડો જે તે ખાતો હતો તે છોડી દીધો અને કાગડાએ પાછા આણેલા નાના કટકાપર ડાકું મારી તેને ખાઈ ગયો.

૧૦. "કૅા, કૅા! શાબાશ." કાગડા બોલ્યા કારણકે જે પળે કુતરાંએ મોટો ટુકડો પડતો મૂકયો તેજ પળે તેમાંના બે તેના તરફ કુદ્યા. તેમણે તેમની ચાંચોવડે તે પકડયો અને તેની સાથે તેમના ઝાડની ટોચ તરફ ઉડી ગયા. પછી બીજાઓ તેમની સાથે જોડાયા અને તેઓએ તેમની મીજબાની શરૂ કરી. વારે ઘડીએ તેમણે બૂમ પાડી "કૅા, કૅા" જાણે કુતરાની મશ્કરી કરતા હોય, કે જે ગુસ્સાથી ઝાડને તળીએ ભસતો હતો.

## પાઠ ૮. ટેવો

૧. "તારો મિત્ર રામચંદ્ર કેવો સુંદર છોકરો છે!" વેણીમાધવ નામના છોકરાને તેના બાપે કહ્યું. રામચંદ્ર વેણીમાધવ સાથે નિશાળેથી ચોપડી ઉછીની લેવા ઘેર આવ્યો હતો, અને વેણીમાધવનો બાપ તેની વિનયભરી અને આનંદકારી રીતભાતથી તાજુબ પામ્યો હતો.

૨. વેણીમાધવ બોલ્યો, "અરે હા, મને રામચંદ્ર ઘણો ગમે છે." "બીજા કેટલાક છોકરા ધારે છે કે તે ઘણો મગરૂર છે. કેટલો શાંત છે તે તમે જોયું ?"

૩. "હા, પરંતુ એની શાંત નમ્ર બોલવાની રીત મેં બહુ ધ્યાનથી જોઈ છે. વેણીમાધવ, એ ટેવ તું પાડે એમ હું ઇચ્છું છું. તારી બોલવાની રીત જરાક મ્હોટેથી અને તોછડી છે."

"જો તમે ઇચ્છો છો તો હું તરતજ તે બદલીશ." વેણીમાધવે કહ્યું.

૪. "અરે, મારા છોકરા !" વેણીમાધવના બાપે કહ્યું, "તું ધારે છે તેના કરતાં એ તને વધારે અઘરૂં થઈ પડશે. ટેવો પાડવી સહેલી છે પણ છોડવી અઘરી છે મેં એક વખત એક જુની વાત વાંચી છે જે તને હું શું કહેવા માંગું છું તે બતાવશે.

૫. "એક જુવાન માણસ સુક્કા અને ધૂળવાળા રસ્તે ચાલ્યો જતો હતો. સૂરજ એના માથાપર ખુબ જોરથી (પ્રચંડ રીતે) તપતો હતો. તેનું મોં તાપથી અને ધૂળથી એટલું સુકાઇ ગયું હતું અને એના પગ એટલા થાકી ગયા હતા કે તે એક પછી બીજો એમ ભાગ્યેજ ખેંચી શકતો.

૬. તેણે છાયા અને આરામ માટે ઘણી ઇચ્છા થઇ પણ એકે ઝાડ કે એકે છોડવો રસ્તાની બાજુએ ઉગ્યો નહોતો.

૭. "એકાએક તેણે રસ્તાથી થોડે દૂર, મેદાનપર ઉંચી આવી રહેલો એક મોટો ખડક જોયો. તે તેની તરફ ઉતાવળો ગયો, અને તેના નીચલા ભાગમાં તેણે એક ગુફા જોઈ. એક આનંદના ઉંડા નિસાસા સહિત તે તેના ઠંડા છાંયડામાં આરામ લેવા આગળ વધ્યો.

૮. "તે દાખલ થવાની તૈયારીમાં હતો એટલામાં તેના અચંબા સાથે ત્યાં તેણે રેંટીઆ આગળ બેઠેલી એક રૂપાળી સ્ત્રી જોઈ. જ્યારે તેણી કાંતતી હતી ત્યારે સૌથી સુંદર કરોલીઆના જાળા જેવી સુંદર દોરીઓ સૂરજના પ્રકાશમાં સોનાની દોરીની માફક ચળકતી હતી.

૯. જ્યારે તે જુવાન માણુસ તેણીની આગળ ઉભો રહ્યો ત્યારે તેણીએ તેના તરફ મોં મલકાવ્યું અને તેણે વિચાર્યું કે તેણે આવું રૂપાળું કોઈ કદી જોયું નહોતું. બાઇ સાહેબ, તેણે કહ્યું, "હું કંટાળેલો અને થાકેલો છું. જ્યાં સુધી મારા અવયવોને આરામ મળે ત્યાં સુધી આ ઠંડી જગામાં હું પોતે સુઇ જાઉં ?".

૧૦. તે સુંદર સ્ત્રીએ કહ્યું, 'જો તમે તમારી આસપાસ થોડીક આ રેશમી દોરી વીંટાળવા દો તો જરૂર તમે સુઓ." હું તમારી પાસે જે બધું માગું છું તે આજ છે, મારી તે એક ઇચ્છા છે!'

૧૧. 'ખરેખર બાઈ સાહેબ, કોણ એટલી નાની વસ્તુ પણ નહિ કરે!' જુવાન માણુસે જવાબ દીધો. 'જ્યારે હું સુઇ જાઉં ત્યારે તમારી દોરી મારાપર વીંટાળજો. જ્યારે હું આરામ લઈ રહીશ ત્યારે હું તે તોડી નાખીશ અને મારે રસ્તે ચાલ્યો જઇશ.'

૧૨. "તે બાઇએ ફરી મોં મલકાવ્યું અને જુવાન માણુસ સુઈ ગયો. ઠંડી છાયા આનંદજનક હતી, અને જ્યારે તેણે તેણીની ચપળ આંગળીઓને તેની આસપાસ દોરી વીંટાળતી જોઈ, અને તેણે જે મધુર ગીત ગાયું તે સાંભળ્યું ત્યારે તે ઉંઘવાને શાંત થયો.

૧૩. "ધીરે ધીરે તે જાગ્યો, અને પોત્તાને રસ્તે જવાને ઉઠવા પ્રયત્ન કર્યો. જ્યારે તેને માલમ પડયું કે તે હાથ કે પગ હલાવી શકતો નથી ત્યારે તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેણે પોતાના શરીર તરફ જોયું અને તેને માલમ પડયું કે તેની આસપાસ હજારો આંટામાં પાતળી દોરી લપેટવામાં આવી હતી. હવે તે સોના જેવી પ્રકાશિત નહોતી. તેનો રંગ ઝાંખો અને સખત (આંખને ખૂંચે તેવો) હતો, અને તેણે જ્યારે ઉંચું જોયું ત્યારે ત્રાસ સાથે માલમ પડયું કે દરેક આંટો જાડો ને વધારે જાડો થતો જતો હતો.

૧૪. 'તેણે તે સુંદર સ્ત્રીને તેને છુટો કરવાને મોટેથી બૂમ પાડી. તેનો જવાબ માત્ર નિર્દય મશ્કરી કરતું તેણીનું હાસ્ય હતું. તેણે

પોતાનું માથુંનું ફેરવ્યું અને જોયું કે તે સ્ત્રી હવે કાંઈ સુંદર નહોતી. તેણી ઘરડી કુરૂપ ડાકેણ થઈ ગઇ હતી.

૧૫. "વેણીમાધવ, આપણી ટેવની બાબતમાં પણ એમજ છે." તેના બાપે કહ્યું. "તેઓ એટલી બધી ધીમી વધે છે કે જ્યાંસુધી આપણે તેને છોડી શકીએ નહિ એટલી બધી મજબુત થાય છે ત્યાંસુધી તે કેટલી મજબુત થાય છે તે આપણે જોઈ શકતા નથી. તારી ટેવો સારી હોય, કે જેને તું છોડવાની ઇચ્છા કરે નહિ અને જ્યાંસુધી સારા માણસનું ચારિત્ર્ય ઘડે ત્યાંસુધી તેમને તું માત્ર મજબુત કરવાને ઇચ્છે.

## પાઠ ૯ મો. ખેડુતની બકરી ભાગ ૧.

૧. કોઇએક ખેડુત, જે કેટલાક ઉંચા ડુંગરોની તળેટીમાં રહેતો, તે પોતાની બકરીઓના સંબંધમાં હમેશાં કમનસીબ હતો. તેણે તે બધી ગુમાવી અને હમેંશાં એકજ રીતે. એકાદ સુંદર દિવસે તે પોતાનાં દોરડાં તોડતી, અને ટેકરીઉપર દોડી જતી અને ત્યાં વરૂ તેમને ખાઇ જતું. તેઓ ઘેર રહેતી નહિ. તેઓ તેમના શેઠની માયાળુ પણાનો વિચાર કરતી નહિ, તેમજ વરૂથી બીહતી નહિ, તેમને ખુલ્લી હવા અને સ્વતંત્રતા જોયતાં હતાં.

૨. ભલો ખેડુત તેનાં પશુઓની વિચિત્ર રીતભાત સમજી શકયો નહિ. "એ કાંઈ કામનું નથી" તેણે કહ્યું, બકરાં અહીં સુસ્ત અને દુઃખી છે હું તેમાંના એકેને કદી રાખીશ નહિ.

૩. જો કે તેમ છતાં તેણે બધી આશા છોડી ન દીધી, અને એકજ રીતે છ બકરાં ખોઇને તેણે સાતમું ખરીદ્યું. આ વખતે તેણે જ્યારે તે તદ્દન નાનું હતું ત્યારે તેને મેળવવાની કાળજી રાખી, જેથી કરીને તેને તેની સાથે રહેવાની ટેવ પડે.

૪. આહ, તેણીની નમ્ર આંખો, ટુંકી દાઢી, ચળકતા કાળા પગ, વળેલાં શીંગડાં અને લાંબા ધોળા વાળ કે જેણે તેણીનું શરીર

ઝભ્ભાની માફક ઢાંકયું હતું, તે સાથે તે કેવી મઝાની નાની બકરી હતી. તે નમ્ર અને વહાલસોઈ (માયાળુ) પણ હતી અને હાલ્યા વગર અને ડોલ પર લાત માર્યા વગર તેણી દોહવા દેતી.

૫. ઘર પછવાડે છુટા ખરબચડાં પત્થરની દીવાલ વડે ઘેરાયલું એક ખેતર હતું. અહીંઆ ખેડુતે પોતાની નવી બકરી મૂકી. તેણીને પુષ્કળ લાંબુ દોરડું બાંધીને, સૌથી લીલી જગામાં ખીલા સાથે બાંધી અને તે સહીસલામત હતી તે જોવાને વારંવાર આવતો,

૬. બકરી સુખી જણાઈ અને સંતોષી દેખાઈ. ખેડુત રાજી થયો. "આખરે", ગરીબ માણસે વિચાર્યું, કે મારી પાસે બકરી છે, જેન (પોતે) સુસ્ત અને દુઃખી એમ લાગશે નહિ. પણ તેમાં તેની ભૂલ હતી તે બધાથી બકરી ઘણીજ કંટાળી ગઈ.

૭. એક દિવસ જેવું તેણે ટેકરી તરફ જોયું, તેવું તેણે પોતાના મનમાં ધાર્યું, "પણે ઉપર હોવું કેવું આનંદજનક હોવું જોઇએ!" આ ખરાબ દોરડું, જે તેની ગરદન છોલ્યા કરે છે, તે સિવાય આમતેમ કુદવું કેવું આનંદજનક છે! ખેતર બળદ કે ગધેડાને ચરવા માટે પુરતું છે. બકરાંને વધારે જગ્યા જોઇએ છીએ.

૮. તેજ ક્ષણથી તેના ખેતરમાંનું ઘાસ તેને સ્વાદ વગરનું લાગ્યું. તે ઘણીજ દુઃખી હતી. તે પાતળી થવા લાગી અને તેનું દૂધ ઓછું ને ઓછું થતું થયું. આખો દિવસ તેણીને દોરડા આગળ ખેંચાતા, તેના ડુંગરો તરફના માથા સાથે, તેણીનાં ધ્રૂજતાં નસકોરાં સાથે અને મોંવડે શોકદાયક 'બા' બોલતી જેવી તે દયાજનક હતું.

૯. ત્યારે ખેડુતે પણ જોયું કે કાંઈક બન્યું હતું, પણ તે શું હતું તે એ સમજી શક્યો નહિ.

## પાઠ ૧૦. ખેડુતની બકરી. ભાગ ૨.

૧. એક સવારે, જ્યારે ખેડુત દોહતો હતો ત્યારે બકરી તેના તરફ ફરી અને પોતાની ભાષામાં બોલી, "સાંભળ, વહાલા ખેડુત હું તારા ખેતરમાં મુંઝાતી જાઉં છું, મને ડુંગરોમાં જવાદે."

૨. ‘ઓ વહાલી, તે બીજી બકરીઓ જેવી છે.” ખેડુત લોટો મડી જવા દઇને અચંબામાં બોલી ઉઠયો. પછી બકરી પાસે ઘાસ પર બેસીને તેણે બોલવું શરૂ કર્યું.

“નાની વ્હાઇટકોટ તું મને છોડી જવા માંગે છે ?”

“હા, મહેરબાન, શેઠ.”

૩. “તારે માટે પુરતું ઘાસ અહીંઆં નથી ?”

“અરે, એ તે બાબત નથી, શેઠ.”

“કદાચ તારી પાસે પુરતી જગા નથી. હું દોરડું લાંબુ કરૂં તેમ તું ઇચ્છે છે ?”

“શેઠ, તે બાબત મહેનત લેવા લાયક નથી.”

“ત્યારે તારે શું જોઇએ છે ? તું શું પસંદ કરશે ?”

“શેઠ, હું ડુંગરોમાં જવા માગું છું.”

૪. પણ ઓ મૂર્ખ પ્રાણી, તને ખબર નથી કે ડુંગરની બાજુએ વરૂ છે ? તે આવે તો તું શું કરીશ ?

“શેઠ, હું એને મારા શીંગડાંથી મારીશ.”

૫. વરૂ તારાં શીંગડાની મજાક કરશે. તારા કરતાં વધારે મજબુત શીંગડાંવાળાં મારાં બકરાં તે ખાઈ ગયો છે. એક ગરીબ ઘરડી બ્લૅક કોટ હતી. જે બકરી ગયે વર્ષે મારી પાસે હતી. તે ભયંકર બકરી હતી, ઘણી મજબુત અને ખરાબ સ્વભાવની. ઠીક. તે એક આખી રાત સુધી વરૂ સાથે લડી અને સવારમાં વરૂ તેને ખાઈ ગયું.”

૬. ગરીબ પ્રાણી, ગરીબ બ્લૅકકોટ, તેથી મારામાં (વિચારમાં) ફેરફાર થતો નથી શેઠ મને ડુંગરામાં જવા દે.”

“અરે, મારી વહાલી,” ખેડુત કહ્યું “એવું શું છે કે જે મારી બકરીઓને મૂર્ખ બનાવે છે ? આ રહ્યું વરૂને ખાવા માટે એક વધારે. ના, ના, તારી જાતની આડે આવીને હું તને બચાવીશ, અને વખતે તું દોરડું તોડશે તો હું તને તબેલામાં પૂરીશ અને તું હંમેશાં ત્યાં રહેશે.

૭. તેથી ખેડુત અંધારા તબેલામાં બકરી લઈ ગયો. અને બારણું બંધ કર્યું ને સાંકળ વાસી. દૈવયોગે તે બારી બંધ કરવાની ભૂલી ગયો. અને ભાગ્યે તેણે પીઠ ફેરવી એટલામાં બકરી કુદીને બહાર ગઈ અને દોડી ગઈ.

૮. જ્યારે વ્હાઇટકોટ ટેકરીની બાજુએ આવી ત્યારે ત્યાં એનો આનંદનો આવેશ ખૂબ હતો. જુનાં ફરનાં ઝાડોએ આવી સુંદર કોઈ ચીજ જોઈ ન હતી. બધાં ઝાડો તેમની ડાળીઓના છેડા વડે તેને પંપાળવાને જમીન તરફ નીચાં નમ્યાં. ફલોએ તેમની અત્યુત્તમ સુવાસ ફેલાવી. આખી ટેકરીની બાજુ તેને આવકાર આપતી જણાઈ.

૯. નાની સફેદ બકરી કેવી સુખી હતી ! હવે દોરડું, ખીલો, નહોતાં, જ્યાં ઇચ્છે ત્યાં આમતેમ કુદવાને અને ચરવાને રોકવાને કાંઇ ન હતું.

૧૦ ઘાસ કેટલું બધું મીઠું હતું અને કેટલું બધું લાંબું હતું ! તે એના શીંગડાંની અણીઓ કરતાં પણ વધારે ઉંચું ઉગેલું હતું.

## પાઠ ૧૧. ખેડુતની બકરી ભાગ ૩.

૧. વ્હાઈટકોટ તેણીના પગવડે પાંદડાં અને ડાળીઓનાં જાડાં પડ હલાવીને હવામાં આમતેમ ગબડી. પછી એક કુદકે પાછું પોતાના પગપર ઉભી. અહીંતહીં તે ઝાડીમાં અને ઝાંખરામાં, ઘડીમાં ટેકરી પર તો ઘડીમાં ખાડીને તળીએ, ઉપર, નીચે, દરેક જગાએ કુદતી. તમે લગભગ વિચાર્યું હોત કે ટેકરીની બાજુએ દશ જંગલી બકરાં હતાં.

૨. નાની વ્હાઈટ ગોટ જરાએ બીધી નહોતી. પહોળા ઝરાની ઉપરથી તે એકી ફાળે કુદી, કે જેમણે જ્યારે તે પસાર થઈ ત્યારે તેણીને પાણીનાં ફોરાંથી છાંટયું. પછી આખે શરીરે પાણીથી ટપકતી કોઈક સપાટ ખડકપર તે લાંબી થઇ, અને પોતાની જાતને સૂર્યનાં કિરણમાં સૂકવી.

૩. એકવાર તેણે મેદાન તરફ નીચે જોયું, જ્યાં દૂર, દૂર નીચે ખીણમાં તેના શેઠનું પાછળ ખેતરવાળું ઘર હતું. તેણી આંસુ આવ્યાં ત્યાં સુધી હસી.

૪. " તે કેટલું નાનું છે " તે બોલી. " મને તેમાં કદી કેવી રીતે જગા મળતે ?"

ગરીબ પ્રાણી, હવે તે એટલે ઉંચે ચઢી બેઠી હતી કે તેણીએ વિચાર્યું કે તે દુનિયા જેવડી મોટી હતી.

૫. બપોર થતાં, આ અને પેલે રસ્તે દોડતાં, મીઠો સ્વાદ આપતી ઝાડીનાં પાંદડાં લોભથી ખાતાં કેટલાંક હરણોને તે મળી. અજાણી વ્હાઇટકોટને જોઇને તેઓ ખૂબ ખૂશ થયાં, અને તેમણે તેને તેમની સાથે ખાવા દીધી.

૬. એકાએક પવન ઠંડો વાયો. એક કાળી છાયા પર્વત ઉપર સરકી આવી. તે રાત્રિ હતી.

"શું રાત પડી ચુકી ?" નાની બકરી બોલી. અને મોટા અચંબામાં તે તદન શાંત ઉભી.

૭. નીચે ખેતરો ધુમસથી છવાયાં હતાં. ખેડુતના ઝુંપડાનું છાપરૂં અને જરાક ધૂમાડા સિવાય કાંઈ દેખાતું નહોતું. વ્હાઈટકોટે તેમને ઘેર જતાં રસ્તાપરનાં ઘેટાંનાં ટોળાંનો ઘંટનો રણકાર સાંભળ્યો અને તે એકાએક દુઃખી થયું. એક બાજપક્ષીએ તેના માળા તરફ ફરતાં, તેની પાંખો તેના પર ઘસી. તે ધ્રૂજી. પછી પર્વતની પેલી બાજુથી ઘુઘવાટ સંભળાયો. " હૂ, હૂ ! "

૮. તેણે વરૂનો વિચાર કર્યો. આખો દિવસ મૂર્ખ પ્રાણી તેને ભૂલી ગઈ હતી. એજ ક્ષણે ખીણમાં દૂર નીચે સીસોટી વાગી. ખેડુત તેને ઘેર બોલાવતો હતો. "હૂ, હૂ" વરૂએ ગર્જના કરી.

"ઘેર આવ, ઘેર આવ," સીસોટી વાગી.

૯. વ્હાઇટ કોટે અડધું પડધું ઘેર જવા વિચાર્યું. પછી તેણે ખીલો અને દોરડું અને ખેતરની આસપાસની પત્થરની દીવાલ યાદ કરી, અને તેણે વિચાર્યું કે તે પાછી જઈ શકતી નથી; તે જ્યાં હતી ત્યાં તેણે રહેવું જોઇએ.

## પાઠ ૧૨. ખેડુતની બકરી ભાગ-૪.

૧. વ્હાઇટકોટે તેની પાછળ પાંદડામાં ખડખડાટ સાંભળ્યો. તે ફરી અને અંધારામાં, બે ચકચકિત આંખો સાથે સીધા ઉભા રહેલા બે ટુંકા કાન જોયા. તે વરૂ હતું!

૨. મુગું અને શાંત તે મોટું પ્રાણી, તે નાની ધોળી બકરી તરફ લોભથી જોતું. અને તેણીને ખાઇ જવા માગે છે એમ જાણીને હોઠ ચાટતું બેઠું. તેને ઉતાવળ નહોતી, પણ જ્યારે તે ફરી ત્યારે તેણે ખરાબ રીતે દાંતીયાં કર્યાં.

૩. "હા, હા! ખેડુતની નાની બકરી!" તેણે કહ્યું તેણે પોતાની રાતી મોટી જીભ પોતાના મખમલ જેવા હોઠ ઉપર ફેરવી.

૪. વ્હાઇટકોટને લાગ્યું કે તે મરી ગઇ. તેણીને ઘરડી બ્લૅકકોટની વાત યાદ આવી. જે આખી રાત લડી હતી અને સવારમાં ખવાઇ ગઇ હતી. પછી તેણીએ પોતાની જાતને કહ્યું "કદાચ, હું મારી જાતને એકદમ ખવાઈ જવા દઉં એ વધારે સારૂં છે." પછી બીજા વિચારે, તે નાની બકરી જે બહાદુર હતી તે, માથું નીચું નમાવીને અને શીંગડાં સીધાં ફરીને, રક્ષણ કરતી ઉભી.

૫. તેણીને વરૂને મારી નાખવાની આશા ન હતી. બકરાંએ વરૂ માર્યાં નથી. પણ તે જ્યાં સુધી બ્લેકકોટ વરૂ સામે લઢી શકયું તે જાણે તેણી જોવા માંગતી હોય.

૬. પછી તે મોટું પ્રાણી પાસે આવ્યું, અને વ્હાઇટકોટે પોતાનાં શીંગડાનો ઉપયોગ કરવો શરૂ કર્યો. નાની બહાદુર બકરી, તે કેટલું સખત લડી! દસ વખત દમ ખાવાને માટે પાછા હટવાને તેણે

વરૂને ફરજ પાડી, જ્યારે તેણે આમ કર્યું ત્યારે ભૂખી બકરીએ ઉતાવળથી મીઠાં ઘાસનાં થોડાંક પાંદડાં ખાધાં. પછી તે ભરેલા મોં સાથે લડાઈ કરવા પાછી ફરી.

૭. એ પ્રમાણે આખી રાત ચાલ્યું. વખતોવખત વ્હાઈટકોટે સ્વચ્છ આકાશમાં ચકચકતા તારા તરફ જોયું ને પોતાની જાતને કહેતી, "ઓહ, જો હું માત્ર મળસ્કું થતા સુધી લડી શકું!'

૮. એક પછી એક તારા ચાલ્યા ગયા. વ્હાઇટકોટ પોતાનાં શીંગડાથી હજુ વધારે સખત મારવા લાગી. વરૂએ તેના દાંતવડે હજુ વધારે ભયંકર રીતે ડાફાં માર્યાં. પૂર્વ આકાશમાં ઝાંખો પ્રકાશ દેખાયો. નીચેના દૂર ખેતરના વાડામાંથી કુકડાનો કર્કશ અવાજ આવ્યો.

૯. "આખરે," ગરીબ પ્રાણી બોલ્યું. તેણી માત્ર દિવસના પ્રકાશની રાહ જોતી હતી. તેણી તેના સુંદર ધોળાં લોહીના ડાઘાવાળાં ઢાકણુ સાથે પોતાની પુરીપુરી લંબાઈમાં જમીનપર લંબાઇ પડી.

૧૦. પછી વરૂ નાની બકરી પર કુદ્યો અને તેણીને ખાઈ ગયો.

## પાઠ ૧૩. સિંહ અને સસલું.

૧. એક વખત એક ઝનુની સિંહ હતો, કે જે પર્વતની ગુફામાં રહેતો હતો.

૨. તે જેટલો જંગલી હતો તેટલોજ લોભી હતો, અને તે નાનાં ઘણાં નિર્દોષ પ્રાણીઓને ફાડી ખાતો એટલુંજ નહિ પણ તેમની મોટી સંખ્યાને મારી નાખતો કારણકે તેને કતલ કરવાનું ગમતું.

૩. જેમ વખત જતો ગયો તેમ, તેની ખરાબ ટેવો વધારે ખરાબ થઈ અને તેણે સારી ટેવો પાડવાનો યત્ન કર્યો નહિ.

૪. બધાં જંગલી પ્રાણીઓ તેને ત્રાસ આપનારો ગણતાં અને આખરે શું કરવું જોઇએ તે વિચારવા તેમણે એક સભા ભરી.

૫. લાંબા વાદવિવાદ પછી નીચેની અરજી સિંહની આગળ રજુ કરવાની ગોઠવણ કરવામાં આવી.

"અમે નમ્રતાપૂર્વક આપ નામદારને તમારી ટેવો બદલવાની અરજ કરીએ છીએ. આપ શા માટે આટલી બધી બીન જરૂરી કતલ કરો છો?"

"દરરોજ આપને એક પશુ અમને અર્પણ કરવાની રજા આપો, કે જેથી અમે જે તમારી પાસે રહીએ છીએ અને તમારી સેવા કરીએ છીએ તે અમે અમારી ફરજ સભ્યતા ને વ્યવસ્થાથી બજાવવા શકિતમાન થઈએ.

૬. સિંહે અરજી ધ્યાનપુર્વક સાંભળી અને કહ્યું, "ઘણું સારૂં, જો તમારી એવી ઈચ્છા છે તો હું આ નવી ગોઠવણ કબુલ કરવાને તદ્દન ખુશી છું. તે મારી ઘણી મહેનત બચાવશે.

૭. તેથી, બાબત એ પ્રમાણે ગોઠવવામાં આવી. દરરોજ ચિઠ્ઠી નાખીને એક પ્રાણી પસંદ કરવામાં આવતું, અને સિંહને સોંપી દેવામાં આવતું. પશુઓનો રાજા સારી રીતે રાજી થયો.

૮. આખરે એક દિવસ આવ્યો કે જ્યારે એક ઘરડો સસલો કે જેનું નામ લૅાગઇઅર્સ હતું તે ભોગ (બળદાન) તરીકે પસંદ કરવામાં આવ્યો. ફરીઆદ કર્યા વગર તેણે પોતાનું નસીબ સ્વીકાર્યું અને કહ્યું, "હું માત્ર એકજ વખત મરી શકું છું. તેથી મારે મારી જાતને મુંઝાવવી જોઈએ નહિ. અને જ્યારે સિંહ મને મારી નાખવા કરતાં બીજું વધારે ખરાબ કાંઈ કરી શકે તેમ નથી તો મારે વખતસર જવાની શી જરૂર છે?"

૯. પછી સસલો ધીમે ચાલતો અને જો તેનાથી વખતસર ન આવી શકાય તો તેથી મુઝાયા વગરનો દેખાતો, બાદશાહી ગુફા તરફ ચાલી નીકળ્યો.

૧૦. તે દિવસે એવું બન્યું કે સિંહ ઘણો ભૂખ્યો થયો. ભૂખ્યો હોવાથી તે ગુસ્સે હતો અને ગુસ્સે હોવાથી તે અધીરો થયા વગર

રહી શકયો નહિ. અશાંતિથી ગુફાની ઉપર અને નીચે ચાલતો અને વારેવારે ધીમાં ધુરકીયાં કરતો તે પોતાના ભોગની રાહ જોતો હતો.

૧૧. જ્યારે સસલાને તેણે પાસે આવતાં જોયો ત્યારે તે કદી નહિ થયો હોય તે કરતાં વધારે ગુસ્સે થયો, કારણકે તેનું ખાણું માત્ર એટલું નાનું હતું એટલુંજ નહિ પરંતુ વધારામાં તે એટલો બધો ધીમો ચાલ્યો આવતો હતો.

૧૨. "તું શું સમજે છે ?" તેણે ગર્જના કરી.

"જ્યોરે હું ભૂખ્યો હોઉં ત્યારે મને રાહ જોવડાવ્યા કરવાની તું કેમ હિંમત કરે છે ? તારો જવાબ આપ."

૧૩. સસલો બોલ્યો, "મારે આપ નામદારની ખરેખરી અંતઃકરણપૂર્વક માફી માગવી જોઇએ. મેં જે કંઇ અગવડ આપને કરી તે માટે હું ઘણો દીલગીર થાઉં છું. પણ ખરૂં જોતાં, હું ઠપકાને પાત્ર નથી.

૧૪. "અહીં આવતા મારા રસ્તામાં મને બીજો સિંહ મળ્યો. તેણે મને ખાઈ જવા ઇચ્છા કરી, પણ મેં તેને ખબર આપી કે હું તો આપ નામદારને માટે નિર્માણ થયેલો છું. તે આ બાબત હસ્યો, અને મને સોગન ખાવાને હુકમ કર્યો કે હું આવીશ અને આપને ખબર આપીશ કે તે મને ખાઇ જવા ઇચ્છે છે. અને જ્યારે હું એ પ્રમાણે કરી રહું ત્યારે તેની તરફ પાછો ફરૂં."

૧૫. સિંહે પોતાની આંખો પહોળી કરી, ભયંકર રીતે ગર્જના કરી, અને કહ્યું, "મને એકદમ તે ઉદ્ધત ઠગારાની પાસે લઇ જા. હું એને બતાવીશ કે પર્વતનો રાજા કોણ છે."

૧૬. ખડકની કોરપર ઉભા રહી લૅાંગઇઅર્સે કહ્યું, "આ રહ્યો આપનો હરિફ, પર્વતના રાજા આવો અને એને જુઓ."

૧૭. સિંહ સસલાની બાજુએ ઉતાવળે ગયો અને નીચે જોતાં સ્વચ્છ પાણીની સપાટી ઉપર પોતાનો પડછાયો (છબી) જોયો.

૧૮. ગુસ્સાથી નાકવાટે અવાજ કરતાં, તે પોતાના હરિફપર હુમલો કરતો હોય એમ વિચારી, તે ઝરામાં એકદમ કુદી પડયો. પણ તે પાણીમાં ડુબ્યો અને ડૂબી મુઓ કારણકે તે તરી શકયો નહિ.

૧૯. પછી સસલો પોતાના દોસ્તદારો તરફ પાછો ફર્યો અને શું બન્યું હતું તેની તેમને ખબર આપી. તેમણે બધાએ તેના ડહાપણ માટે તેના વખાણ કર્યા અને સસલો બોલ્યો, "તીક્ષ્ણ મગજ એ સસલાની મુક્તિ (સમાન) છે."

## પાઠ ૧૪ મો. ઇંટો અને છો.

૧. એક વખત એક ઘરની ઇંટો અને છો (કોલ) વચ્ચે તકરાર થઇ. ઈંટોમાંની એક ઇંટે ગુસ્સામાં કહ્યું "મને આશ્ચર્ય થાય છે કે બાંધનારાઓએ તારા જેવો માલ આ ઘરમાં શા માટે મુકયો. તું મારા જેવી સખત નથી. જો તારી સાથે કોઈ ચીજ અથડાય છે તો તારા કકડે કકડા (ભૂકેભૂકો) થઈ જાય છે અને તારો આકાર સારો નથી. અથડાવા છતાં પણ મારૂં સુંદર રૂપ ફેરવાતું નથી.

૨. મારી જે સંભાળ લેવામાં આવી છે તેનો વિચાર કર. જ્યારે હું માટી હતી ત્યારે માણસોએ મને શોધી કહાડી. તેઓએ મારો આકાર બનાવ્યો અને પછી ઘણો વખત સુધી મને બાળી, કે જેથી કરીને હું સખત થાઉં અને મારો રંગ સારો થાય." મગરૂરીથી ફુલાઇ જઇને ઇંટે ઘણીજ મહેનત કરી.

૩. છોએ કહ્યું "એમ છતાં પણ પહેલાં તો તું માત્ર કાદવ હતી. હવે ઘણા યુગો પહેલાં હું દરિયામાં તરતી." ઈંટ બોલી ઉઠી "ખરેખર તું દરિયામાં તરે છે. તું એમ કહેવા માગે છે કે તું તેમાં ડૂબેલી રહે છે.

૪. છો બોલી "જ્યારે હું બોલતી હોઉં ત્યારે મને અટકાવ નહીં (વચમાં બોલ નહીં) હું એમ કહેતી હતી કે હું કેટલાક સુંદર નાના પ્રાણીઓનો એક ભાગ હતી કે જે દરિઆમાં તરતાં હતાં.

જ્યારે તેઓ મરી ગયાં ત્યારે તેમની નાની છીપોલીઓ—જે મારો ભાગ હતો—તળીએ ડુબી ગઈ, અને યુગોના યુગો સુધી ત્યાં પડી રહી. હમારી ઉપરના પાણીના વજને હમને સખત રીતે સાથે ડાબી દીધી. કેટલીક વખત ઘણું અંધારૂં હતું અને ઘણું સારૂં ન હતું."

૫. આટલા વખતમાં ઇંટ ઘણી આતુર થઇ ગઇ હતી. તેણે પૂછયું "તું કેવી રીતે ફરીથી ઉપર આવી?"

"વારૂ, એક દિવસે મેં પ્રકાશ જોયો ત્યાં સુધી ભાગ્યેજ મને ખબર પડી કે હું ઉપર આવતી હતી. ઘણો વખત સુધી દરિયાનું તળીયું ધીમે ધીમે ઉંચે આવતું હતું, અને હવે પહેલી વખત મેં સ્પષ્ટ રીતે સૂર્યને અને ભૂરા આકાશને જોયાં."

૬. ઈંટે પૂછયું "તું ફરી પાછી જવાને ઇચ્છતી હતી?"

"ના હમે તદન સુકાઇ ગયાં ત્યાં સુધી હમે પાણીપર રહ્યાં. પછી નાનાં પક્ષીઓએ અમારા પર બીઆં નાખ્યાં. પવને હમારા તરફ બીજાં બીઆં ઉડાડયાં અને વખત જતાં સુંદર લીલા ઘાસથી હમે લગભગ ઢંકાઇ ગયાં."

૭. ઈંટે કહ્યું, "પરંતુ તે વખતે તું કોલ હતી નહીં? તું હતી?"

"અરે ના, તે દિવસમાં હમે સુંદર હતી. હમારામાંની કેટલીક સફેદ હતી અને કેટલીક રાખોડી રંગની સફેદ હતી."

૮. એક દિવસે એક માણસ આવ્યો. તેના હાથમાં તેની પાસે પાસે એક તીણું ઓજાર હતું, જે તેણે હમારામાં સીધું ઘોંચી દીધું. તેણે અને બીજા માણસોએ પછીથી હમારા નાના નાના કકડાઓ ખોદી નાખ્યાં અને હમારો ઢગલો કર્યો. ત્યારપછી તરત તેઓએ અમને શું કર્યું તેનો વિચાર કરવો હજી પણ વધારે દુઃખદાયક છે ઇંટે પુંછયું, "તે શું હતું?"

૯. અવાજમાં ડુસકા સાથે છોએ કહ્યું, તેઓએ અમને બાળી.

ઇંટ બોલી ઉઠી "તમને બાળી?"

૧૦. હા, ઘણા દિવસ સુધી તેઓએ અમને બાળી, અને બાળવાનું કામ જ્યારે પૂરૂં થયું ત્યારે, હમે એટલી બધી સુંદર ન હતી કે હમારાથી તરફ જોઈ શકાય. તેઓએ અમને ચુનો કર્યો. પછી તેઓએ અમારા પર પાણી રેડયું. હમે ઘણો ગડબડાટ કર્યો. હમે ગરમ થઇ અને સુસવાટભરેલો અવાજ કર્યો, અને ફૂલી અને વરાળ બહાર કાઢી, પરંતુ તે કાંઈ કામમાં આવ્યું નહીં.

૧૧. માણુસે હમને આમતેમ હલાવી, હમારા પર રેતી નાંખી, અને હમે અમારી જાતને ઓળખી નહીં ત્યાં સુધી હમને ફરી ફરીને ઉથલાવી ( ફેરવી ) પછી તેઓ અમને કોલ કહેવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે જો કે હમે સુંદર નહતી છતાં પણ હમે ઉપયોગી હતી. આનો શું અર્થ થાય છે તે તું જાણે છે, ઇંટ ?"

૧૨. ઇંટ તેણે શું કહેવું તેનો જ્યારે વિચાર કરતી હતી ત્યારે છાજમાંથી એક વળી બોલી ઉઠયો. "હું આશા રાખું છું કે તમે બે જણાએ તમારા કજીઆનો અંત આણ્યો છે. દુનીઆમાં કાંઇપણ ઉપયોગી થવામાં તમારામાંના દરેક બીજાની મદદની જરૂર છે. કોલ (છો અથવા ચુનો અને રેતીની મેલવણી) જાતે ઘર બનાવી શકે નહીં અને તેમને પકડી રાખવાને તેમની વચમાં કોલ ન હોય તો ઇંટો નીચે પડી જાય. માટે તમે મીત્ર થાઓ એ વધારે સારૂં છે."

## પાઠ ૧૫ મો. અશોક.

૧. ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થઇ ગયો. તે મૌર્ય વંશનો સૌથી વધારે અગત્યનો રાજા હતો અને હિંદુસ્તાનના ઇતિહાસમાં સૌથી મહાન થઈ ગયેલા પણ રાજાઓમાંનો એક હતો.

૨. અશોક ખરેખર એક પ્રતાપી પુરુષ હતો. તે એક મહાન લશ્કરી સરદાર હતો. તેના સામ્રાજ્યપર રાજ્ય કરવામાં તેણે પોતાની જાતને એક ડાહ્યા રાજા તરીકે સિદ્ધ કરી. તે એક મહાન શિક્ષક (ઉપદેશક) પણ હતો અને પોતાની પ્રજાના જીવનમાં સુખ લાવવાને (પોતાની પ્રજાનું જીવન સુખી કરવાને) પ્રયત્ન કરતો.

૩. જો કે તેણે આખા હિંદુસ્તાનપર રાજ્ય કર્યું નહીં છતાં પણ તેનું સામ્રાજ્ય દક્ષિણમાં મદ્રાસ સુધી ફેલાયલું હતું. પછીના કોઈપણ રાજ્યકર્તાએ તેનાં કરતાં વિશાળ (મહાન) પ્રદેશપર રાજ્ય કર્યું નથી.

૪. તેના રાજ્યની શરૂઆતમાં તેના રાજ્યની દક્ષિણમાં થયેલાં મહાન કલિંગ વિગ્રહે તેને એટલો બધો ભયભીત બનાવી દીધો કે અશોકે બધી લડાઈ છોડી દેવાનો પ્રયત્ન કર્યો. તે બૌદ્ધધર્મ તરફ વધારે ને વધારે વળ્યો કે જે શાંતીના રસ્તાનો ઉપદેશ કરતો હતો. જ્યારે માત્ર ચૌદ વર્ષની ઉમ્મરનો હતો ત્યારે તે સાધુ થયો હતો અને હવે ચક્રવર્તી રાજા તરીકે તેને લાગતું હતું કે સૌથી ઉમદામાં ઉમદા જીત ધર્મ અથવા પોતાની ફરજ બજાવવી તે હતી. તેથી જીત મેળવવાને બદલે પોતે જે સર્વ કરતો તે સર્વમાં પોતાની પ્રજાનું ભલું કરવા તરફ વળ્યો.

૫. આખા હિંદુસ્તાનમાં જોવામાં આવતા "અશોકસ્તંભ"વાળા કૃપાળુ રાજા તરીકે આજે હિંદુસ્તાનના લોકોને અશોક ખાસ કરીને જાણીતો છે. તે તેમનાપર કોતરી કાઢેલા શિલાલેખવાળા પત્થરના થાંભલાઓ છે. રાજ્યના મોટા રસ્તાઓપર આવેલા ખડકોપર પણ શિલાલેખો કોતરવામાં આવેલા. જ્યારે લોકો આમ તેમ મુસાફરી કરતા હતા ત્યારે તેમના ડાહ્યા રાજાના આશ્ચર્યજનક ઉપદેશો વાંચતા અથવા તે વિષે તેમના કેહવામાં આવતું.

૬. અશોકને પ્રાણીઓપર હેત હતું અને તેમના પ્રત્યે માયાળું થવું એ તેનો એક મુખ્ય ઉપદેશ હતો. આચારની પવિત્રતાનો અને શરીરની સ્વચ્છતાની ઉપયોગીપણાનો તેણે લોકોને ઉપદેશ કર્યો.

૭. જ્યાં આગળ પૂજ્યભાવ બતાવવો યોગ્ય હોય ત્યાં પૂજ્યભાવ બતાવવો, સર્વે જોડે નમ્ર અને ઉદાર થવું, જેને આપણે ચાહતા ન હોઇએ તેની જોડે પણ તેવા થવું, વિગેરે નિયમો સૌએ જાણવા જોઇએ એમ તે ઇચ્છતો હતો.

૮. એકલી પોતાની પ્રજાને પોતાની માન્યતાઓથી (પોતાના સિદ્ધાન્તો) વાકેફ કરીને અશોકને સંતોષ થયો ન હતો. તેની આજુ બાજુ તેણે ઘણા અનુયાયીઓ એકઠા કર્યાં હતા અને લંકા, સિરીઆ, ઇજીપ્ત, અને મેસેડોનીઆમાં પણ તેમને મોકલ્યા હતા. શાંતી અને શુભેચ્છાનો તેનો મન્ત્રનો પ્રચાર કરનાર આ પ્રચારકોમાં તેના પોતાના કેટલાક સગાંઓ હતાં.

૯ આ શરૂઆતથી બૌદ્ધ ધર્મ દુનિઆનો એક મુખ્ય ધર્મ થયો છે. આજે તેના કરોડો અનુયાયીઓ છે.

## પાઠ ૧૬. નાર્સીઅસની વાતો.

૧. ઘણા લાંબા સમય પર, જ્યારે પક્ષીઓ અને પુષ્પો અને વૃક્ષો વાત કરી શકતાં હતાં, ત્યારે એક જંગલના મધ્ય ભાગમાં એક સુંદર ઝરો ફુટી નિકળ્યો હતો. પાંદડાઓમાં થઇને નાનાં સૂર્યનાં કિરણો આવતા હતાં અને જ્યારે તે ઝરા પર પડતા હતા ત્યારે તેઓ તેને રૂપાના જેટલો પ્રકાશિત કરતાં હતાં.

૨. પાણીની નાની નાની સેરો ઉડાડતો તે ખડકો પર તે આમતેમ વહેતો અને ખળખળ વહેતો. વધારે નીચે તે નીંદ્રા લેતા બાળકના જેટલો શાંત હતો અને કિનારાઓ ઉપર પાણીની ધારપર ઠંડી લીલી લીલ (શેવાળ) આવી રહી હતી.

૩. એક દિવસે એક છોકરો જે જંગલમાં શિકાર કરતો હતો તે જંગલમાં શિકાર કરતો તેના મીત્રોથી વિખુટો પડયો. તેમને શોધતો હતો ત્યારે વૃક્ષોમાંથી આવતા સૂર્યના પ્રકાશમાં પ્રકાશતા ઝરાને તેણે જોયો.

૪. તે એકદમ તેના તરફ ફર્યો, કારણકે તેને તાપ લાગ્યો હતો અને તેને તરસ લાગી હતી. જ્યારે તે પાસે ગયો ત્યારે પડતા પાણીનો અવાજ તેણે સાંભળ્યો અને સ્વચ્છ પાણીનો એક ઝરો જોયો, અને ખુશ થયો.

૫. તપીજતા તેના કપાળને ઠંડુ (ભીનું) કરવાને અને તેના સુકાઈ ગયલા ગરમ હોઠને ઠંડા કરવાને તે વાંકો વળ્યો. પરંતુ જ્યારે લીલવાળા કિનારા પર તે ઘૂંટણીએ પડયો અને પાણીપર વાંકો વળ્યો ત્યારે આરસાની માફક તેમાં તેણે તેની આકૃતિ જોઈ.

૬. તેણે ધાર્યું કે તે ઝરામાં રહેતી કોઈ સુંદર પાણીની અપ્સરા હોવી જોઇએ, અને જ્યારે તેણે જોયું ત્યારે તે પાણી પીવાનું ભુલી ગયો.

૭. પ્રકાશિત આંખો, વાંકડીયા બાલ, ગોળ ગાલ અને રાતા હોઠ તેને સુંદર લાગ્યા, અને તે પોતાની પ્રતિકૃતિ (પડછાયો) જોડે પ્રેમમાં પડયો પરંતુ તેને ખબર ન હતી કે તે તેની પોતાની પ્રતિકૃતિ હતી.

૮. જેમ જેમ તે વધારે જોતો ગયો તેમ તેમ તે વધારે ને વધારે સુંદર દેખાવા લાગ્યો અને તેને ભેટવાને માટે તેને ઇચ્છા થઇ. પરંતુ જ્યારે તેણે પાણીમાં તેના હાથ બોળ્યા અને તેના હોઠથી તેને અડક્યો ત્યારે તે સુંદર મુખ અદૃશ્ય થઈ ગયું.

## પાઠ ૧૭. નાર્શીઅસની વાર્તા. ભાગ બીજો.

૧. ફરીથી તે સુંદર મુખને નહીં જોઇ શકે એવી બીક લાગવાથી તે યુવાન દીલગીર થયો. તેનો માલીક કયાં નાસી ગયો હતો તે શોધી કહાડવાને તે આમ તેમ જોવા લાગ્યો, પરંતુ તેણે ફોકટ આમ તેમ જોયું.

૨. ફરીથી તે પાણી તરફ ફર્યો કે જે હવે અગાઉની માફક સરખા રીતે વહી જતું હતું. એક વખત ફરીથી તે મુખને દેખાતું જોઇને તે ખૂશ થયો.

૩. જ્યારે તે હસ્યો ત્યારે તે હસવા લાગ્યું અને જ્યારે તે બોલ્યો ત્યારે બોલતા હોય તેમ મુખના હોઠ હાલવા લાગ્યા જો કે તેમાંથી કાંઈ પણ અવાજ આવ્યો નહીં.

૪. છોકરો બોલ્યો, "હું મારા પૂર્ણ અંતઃકરણથી તને ચાહું છું. જો તું ઝરાની બહાર આવશે અને મારી જોડે રહેશે તો મારૂં સર્વસ્વ તને મળશે.

૫. તે પ્રતિકૃતિ (છાયા, પડછાયો) હસી અને તેના હાથ તેણે લાંબા કર્યા પણ હજુ સુધી તે મુગી રહી. ફરીફરીને છોકરો તેને કહેવા લાગ્યો અને કાંઇપણ જવાબ ન મળવાથી, છેવટે તેણે રડવા માંડયું.

૬. આંસુઓ પાણીપર પડયાં અને તેને હલાવ્યું, જેથી કરીને તે મુખ કરચલીવાળું દેખાયું. ફરીથી તે ચાલ્યું જતું હતું એમ ધારીને તેણે કહ્યું. "સુંદર માણસ, માત્ર થોભ અને હું તને સ્પર્શ ન કરૂં છતાં પણ મને તારા તરફ જોવા દે.

૭. તેથી તે પાણીની કોર પર વાંકો વળ્યો અને તે સુંદર મુખ સિવાય દરેક વસ્તુને ભૂલી ગયો.

૮. સૂર્ય અસ્ત પામ્યો અને ચંદ્ર પ્રકાશવા લાગ્યો, તેમ છતાં પણ તે છોકરો ઝરાની પાસે બેસી રહ્યો. પાતળો અને ફિક્કો થઈ ગયો ત્યાં સુધી દિવસોના દિવસો અને રાતની રાત તે ત્યાં આગળ બેસી રહ્યો અને આખરે મૃત્યુ પામ્યો.

૯. ત્યાં આગળ ઝરાની પાસે તેના મીત્રોએ મરી ગયેલા બીચારા જુવાન છોકરાને જોયો. તેઓ દિલગીર થયા અને તેના મરણ પછીની ક્રિયાની તૈયારી કરવાને માટે ગયા ત્યારે તેઓએ નિસાસો મુકયો. પરંતુ તેના શરીરને લઈ જવાને માટે જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે તે કોઈપણ ઠેકાણે માલમ પડયું નહીં (જડયું નહીં).

૧૦. જ્યાં આગળ તે છોકરો મરી ગયો હતો ત્યાં આગળ બરાબર પાણીની કોરપર એક વિચિત્ર નાનું ફુલ તદ્દન એકલું ઉગેલું હતું.

૧૧. તેમણે કહ્યું "તે પુષ્પમાં ફેરવાઈ ગયો છે. પછીથી જ્યારે આ નવા ફુલને માટે નામની તેમને જરૂર પડી ત્યારે તેઓએ કહ્યું.

"આપણે તેને આપણા મૃત્યુ પામેલા મીત્રના નામથી ઓળખીશું. (મૃત્યુ પામેલા મીત્રનું નામ આપશું)." તેથી તેની યાદગીરીમાં તેઓએ તે ફુલનું નામ નાર્સીઅસ પાડયું અને આજ સુધી પણ તે નાર્સીઅસ કહેવાય છે.

## પાઠ ૧૮. સર સૈયદ અહમદખાન. કે.સી. એસ. આઇ. કે.બી.

### ભાગ ૧.

૧. ૧૮૧૭ના ઑકટોબરની ૧૭મી તારીખે સૈયદ અહમદખાન દિલ્હીમાં જન્મ્યા હતા. તે ઉમદા (કુટુંબમાં) જન્મેલા હતા. તેના (વંશના) માણસોએ મોગલ શહેનશાહના હાથ નીચે મોટી જગ્યાઓ પર નોકરી કરી હતી, અને તેમની પાસેથી ઘણાં માન પણ મેળવ્યાં હતાં. તેના પિતા, સૈયદ મહમદ તક્કી, દિલ્હીના શહેનશાહ બીજા અકબરના ખાસ મીત્ર હતા અને તેના દાદા ખ્વાજા ફરિદુદ્દીન મુખ્ય પ્રધાન થયા હતા.

૨. જ્યારે ખ્વાજા ફરિદુદ્દીન મૃત્યુ પામ્યા ત્યારે શાહઆલમ શહેનશાહે, ખ્વાજા જે માન ભોગવતો હતો તે માન સૈયદ મહમદ તક્કીને આપવા ઇચ્છા કરી. પરંતુ સૈયદે તે માન સ્વીકાર્યું નહીં કારણ કે શહેનશાહના દરબારમાં રહેવાની તેની ઇચ્છા ન હતી. છતાં પણ જ્યારે તેના પિતા મૃત્યુ પામ્યા ત્યારે આ ઇલ્કાબો સૈયદ અહમદખાનને આપવામાં આવ્યા.

૩. યુવાન અહમદે ઘણો વખત પોતાની માતા જોડે ગાળ્યો. જે પાઠો તે દિવસે શીખી ગયા હોય તે પાઠો રાત્રે તેણી તેણીના આગળ તેની પાસે પાછા બોલાવતી. જો કે તે નિશાળે ઘણું અંગ્રેજી શિખ્યા નહીં, છતાં પણ તે સારી કેળવણી પામ્યા હતા.

૪. વીસ વર્ષની ઉમ્મરે તેણે શાળા છોડી. પછી દિલ્હીમાં શિરસ્તેદાર તરીકે તે સરકારી નોકરીમાં દાખલ થયા. બે વર્ષ પછી કમીસ્નરની ઑફીસમાં (કચેરીમાં) નાયબ મુન્શી તરીકે તેને આગ્રા

મોકલવામાં આવ્યા હતા. પછી તે મુન્સફ તરીકે ફતેપુર સિક્રી ગયા. થોડો વખત પછી તે દિલ્હી પાછા આવ્યા, અને ત્યાંથી રોહતકમાં સબજજ તરીકેની જગાપર તેને મુકવામાં (નિમવામાં) આવ્યા.

૫. જ્યારે હિંદુસ્તાનનો મોટો બળવો ફાટી નીકળ્યો ત્યારે તે બિજનોર હતો. અહીંઆં એણે બ્રિટીશોને એવી મદદ આપી કે તેનું નામ આખા હિંદુસ્તાનમાં જાણીતું થયું. તે વખતે બિજનોરમાં આશરે વીસ યુરોપીયનો હતા. એક રાત્રીએ, તેમાં મુઠ્ઠીભર અંગ્રેજો સાથે આ શહેરને આશરે ૮૦૦ બળવાખોરે ઘેરો ઘાલ્યો હતો.

૬. સૈયદ અહમદ કોઇપણ જાતના હથિયારો વગર તદન એકલા દુશ્મનની છાવણીમાં ગયા. ત્યાં તેણે વચન મેળવ્યું કે અંગ્રેજોને સહીસલામત રીતે શહેર છોડી જવા દેવામાં આવશે. તે વખતે શહેરને તાબે કરવામાં આવેલું હતું. બળવાખોરોનું વચન પાળવામાં આવ્યું હતું, અને અંગ્રેજોને સહીસલામત રીતે જવા દેવામાં આવ્યા હતા.

૭. સૈયદ અહમદ જાતે દિલ્હી ગયા, કે જ્યાં તેઓ અંગ્રેજોએ તેનો ફરીથી કબજો લીધા પછી પહોંચ્યા. બળવા દરમ્યાન તેણે જે સેવા કરી હતી તેને લીધે તેને અને તેના છોકરાને સરકાર તરફથી પેન્સન મળ્યું. તેને બીજાં માન પણ આપવામાં આવ્યાં.

૮. પરંતુ તેનાજ ધર્મના જે માણસો હિંદુસ્તાનમાં હતા તેમને બદલે તેણે કરેલા તેના કામને લીધે સૈયદ અહમદને ખરેખરી કીર્તિ મળી તે જાણતો હતો કે મુસલમાનો પાછળ હતા, અને હિંદુસ્તાનના જાહેર જીવનમાં તેઓ ઉચ્ચ સ્થાન મેળવે એમ તે ઇચ્છતો હતો.

૯. બળવા દરમ્યાન મુસલમાનોએ કરેલી સેવા કેટલી કીમતી હતી તે બતાવવાને લેખક તરીકેની તેની બુદ્ધિ તેણે વાપરી અને સરકારને તેઓના ભલામાં ખાસ રસ લેતી કરવામાં તે સફળ નીવડયો. એનું પરિણામ એ હતું કે કેળવણીની ઉચ્ચકક્ષાએ ચઢવાને માટે તેમને માટે રસ્તો સહેલો કરવામાં આવ્યો હતો, આ પ્રમાણે

હિંદુસ્તાનની સેવામાં વધારે ઉચ્ચ દરજ્જાને માટે તેઓ પોતાને લાયક બનાવી શકયા.

૧૦. હવે પોતાનો નવરાશનો સઘળો સમય તે આ કામમાં ગાળવા લાગ્યા. તે એમ માનતા હતા કે સારૂં શિક્ષણ જીવનમાં સફળતાનો ઉત્તમમાં ઉત્તમ રસ્તો હતો. પરંતુ ઉર્દુમાં ફાવટ આવે એવી ઘણી ચોપડીઓ નહતી. તેથી સૌથી પહેલાં તેણે સારી કેળવણી પામેલા માણસોની સમિતિ (ટોળી) એકઠી કરી. આ માણસોએ તેમના કામને યોગ્ય આવે એવી ચોપડીઓ ઉર્દુમાં લખી; વળી તેઓએ ઘણી કીમતી અંગ્રેજી ચોપડીઓનું ઉર્દુમાં ભાષાંતર કર્યું. આ કામ ખાસ કરીને અલીગઢમાં કરવામાં આવ્યું હતું.

૧૧. ૧૮૬૬ના નવેમ્બરમાં વાઈસિરોયે જાહેર દરબારમાં સોનાના ચાંદની ભેટ આપી તેના પરનું લખાણ એમ બતાવતું હતું કે તે રાણીનો વફાદાર, કીમતી સેવક હતો, મુસલમાનોમાં તેણે જે સારૂં કામ કર્યું હતું તેને માટે તેને ચાંદ આપવામાં આવ્યો હતો.

## સર સૈયદ અહમદખાન કે. સી. એસ. આઈ. કે. બી.
## ભાગ બીજો.

૧. યુરોપની શિક્ષણ પદ્ધતીઓ વિષે વધારે શિખવા સારૂ, ૧૮૬૯માં સૈયદ અહમદ ઈંગ્લાંડ ગયા. ત્યાં સરકાર તરફથી "કંમ્પેનિઅન ઑફ ધી ઑરડર ઑફ ધી સ્ટાર ઑફ ઈન્ડીઆ" (હિંદુસ્તાનના તારક ક્રમના સાથી)નું માન તેમને મળ્યું.

૨. ઇગ્લાંડમાં તેમણે લોકો, તેમના રિવાજો અને કાયદાઓ વિષે ખૂબ જોયું. તેમણે જે જોયું તે સર્વથી તેઓ ખૂબ ખુશ થયા. તેઓ હિંદુસ્તાન પાછા ફર્યા તે પહેલા, પોતાના પુત્રને કેમ્બ્રીજના વિશ્વવિદ્યાલય (યુનિવરસિટી)માં દાખલ કર્યો. આ પુત્ર પછીથી અલ્હાબાદ હાઈ કોર્ટના જસ્ટિસ (જજ) મહમદ થયા.

૩. હિંદુસ્તાન પાછા આવ્યા પછી સૈયદ અહમદે ફરીથી સુધારક તરીકેનું તેમનું કામ હાથપર લીધું. તેમની મોટી આકાંક્ષા (આશા) મુસલમાનોને માટે કેમ્બ્રીજની માફક કોલેજ સ્થાપવાની હતી. તેણે કેટલાક માણસોને એકઠા કર્યા કે જેઓએ આ કામને માટે પૈસા એકઠા કરવાનું માથે લીધું. છેવટે ઍંગ્લો–ઓરીએન્ટલ કૅાલેજ કહેવાતી (નામની) એક નાની કૅાલેજ તેમણે અલીગઢમાં ઉઘાડી.

૪. આથી તેની મહત્વકાંક્ષાને સંતોષ મળ્યો નહીં, તેમને લાગ્યું કે તેઓ સરકારી નોકરી ચાલુ રાખીને સાથે સાથે પોતે જે કરવા માંગતા હતા તે બધું તેઓ કરી શકશે નહીં. તેથી તેઓ જાહેર સેવામાંથી નિવૃત્ત થયા, અને પોતાના જીવનના મહાન કાર્યમાં પોતાનો બધો સમય અર્પવા લાગ્યા. અને તેને ઘણો સમય થયો નહીં તે અગાઉ હિંદુસ્તાનના વાઇસરૉય લોર્ડ લિટને અલીગઢમાં નવી મોહોમેડન ઍંગ્લો–ઓરીએન્ટલ કૅાલેજનો પાયો નાંખ્યો.

૫. સૈયદ અહમદનું બાકીનું જીવન નવી કૅાલેજને માટે ફંડ એકઠું કરવામાં ગાળવામાં આવ્યુ હતું. જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં અભિનંદનના ભાષણોથી તેમનું સ્વાગત કરવામાં આવતું. પરંતુ તેઓ આ કરતાં વધારે ઇચ્છતા હતા. તેઓ નવી કૅાલેજને માટે પૈસા માગતા હતા અને જ્યારે જ્યારે તેનાથી બનતું ત્યારે તેઓ આ (પૈસા) એકઠા કરતા.

૬. સૈયદ અહમદ નૈઋત્ય ઈલાકાની ધારાસભાના અને વાઈસરૅાયની ધારાસભાના પણ સભ્ય હતા. લૅાર્ડ રિપને નીમેલા કેળવણીના કમિશનના સભ્ય તરીકે મુસલમાનની કેળવણી સંબંધી ઘણી કીમતી માહીતી આપી. ૧૮૮૮માં હિંદુસ્તાનના તારક ક્રમમાં (નાઈટ હુડનું) સરદારપદનું વધારે ઉંચુ માન તેમને મળ્યું.

૭. અલીગઢમાં તેમની કૅાલેજ સ્થાપીને મુસલમાનોને માટે સર સૈયદ અહમદે જે કર્યું તે હવે સારી રીતે જાણીતું છે અને તેની

ઉચ્ચ કીંમત થયેલી છે. તેણે મુસલમાન યુવાનોને માટે ખાસ ધાર્મિક જરૂરીઆતો પૂરી પાડી એટલુંજ નહીં પણ આધુનિક અભ્યાસ માટે સગવડ કરવા સારૂ તેણે દરકાર રાખી હતી. કૅાલેજ આખા હિંદુસ્તાનને સ્વમહેનત (સ્વાગામ) અને ઉચ્ચ મહત્વાકાંક્ષા, બન્નેનું એક ઉમદા દૃષ્ટાંત છે.

૮. સર સૈયદ દરેક વસ્તુમાં ઘણોજ રસ લેનાર માણુસ હતા. તે ખરેખરી વિદ્વતાવાળા માણુસ હતા અને એક પ્રશ્નને દરેક બાજુથી તપાસી શકતા.

૯. દેખાવમાં તેઓ ઘણી મજબુત ઇચ્છાશક્તિવાળા અને માણસોપર અમલ ચલાવી શકે એવા માણુસ દેખાતા હતા. છતાં તેઓ માયાળુ હતા અને વિનોદની તીવ્ર લાગણી ધરાવતા હતા.

૧૦. દશ વર્ષ સુધી પોતાનું સરદારપદ ભોગવવાને સારૂ તેઓ જીવ્યા અને હિંદુસ્તાનના લોકોની દીલગીરી સાથે તેમની ૮૧ વર્ષની ઉમ્મરે મૃત્યુ પામ્યા.

## પાઠ ૨૦ મો. રોઝીચીકસ અને તેની ચંપલ.

૧. એક દિવસે કેટલીક છોકરીઓ એક ઝરા પાસે બેઠેલી હતી અને વાતો કરતી હતી. તેઓ ફુલની માળાઓ કરવાના કામમાં હતી કારણકે રાજા હમણાંજ લડાઇમાંથી પાછા ફર્યા હતા અને તેઓ શહેરને શણગારવા માગતી હતી.

૨. ફુલોમાં તેઓ ઘણી સુંદર દેખાતી હતી. પરંતુ સૌથી સુંદર તો રોઝીચીકસ નામની એક છોકરી હતી. તેણીએ બીજીની માફક કીમતી કપડાં પહેરેલાં નહતાં પરંતુ તેઓ તેણીને તેણીની મધુરી મુખાકૃતિ (ચહેરો) માટે ચાહતી હતી. તેણે તેની એક ચંપલ કાઢી નાંખી હતી અને ઝરામાં તેનો પગ ધોતી હતી. (બોળતી હતી)

૩. જ્યારે તેઓ વાત કરતી હતી ત્યારે, અણધારી રીતે એક ગરૂડ જલદીથી નીચે આવ્યું અને ચંપલ લઇ ગયું. રોઝીચીકસ

કુદી પડી અને તેણે પોતાના હાથ જોડી દીધા. તેણી બોલી ઉઠી. "અરે, મારી સાવકી માતા શું કહેશે?"

૪. તેજ વખતે ઘણી આડી દેખાતી તેની સાવકી માતા સિવાય બીજું કોણ આવી રહે. તેણીએ ગુસ્સાથી કહ્યું, "આળસુ હાડકાની (છોકરી) ચાલ." "હુઇ, કુંભાર પાસેથી તું જે બરણી ખરીદી લાવી તે ભાગેલી હતી. આપણે જવું જોઇએ અને રાજાને ફરિયાદ કરવી જોઇએ."

૫. એક ઘરડા ધર્મગુરૂ જોડે વાત કરતો રાજા તેના બાગમાં બેઠેલો હતો, અને દરબારની સ્ત્રીઓ આજુબાજુ બેઠેલી હતી.

ઘરડો ધર્મગુરૂ કહેતો હતો "આહ, રાજા, હવે લડાઈ સમાપ્ત થઈ છે અને તમે ઘેર રહી શકો એમ છો તેથી તમારે માટે પત્ની કરવાનો સમય છે."

રાજાએ કહ્યું, "અફસોસ, મને કોણ પસંદ કરશે? હું માત્ર લડવૈયો છું અને લડવૈયાની જીંદગી જાણું છું જો પરમાત્મા મને માત્ર કાંઈ નિશાની આપે તો."

૬. તેજ વખતે પાંખોનો ફડફડાટ થયો અને રાજાના પગ આગળ કંઈ પડયું. અજાએબીમાં તેણે તે ઉંચકી લીધું. તે એક નાની ચમ્પલ હતી. તે બોલી ઉઠયો "ઇશ્વર તરફથી નિશાની. જેમ હું ચોક્કસ ઇજીપ્ત રાજા છું તેમ હું જે કન્યા આ નાની ચમ્પલ પહેરી શકશે તેને પરણીશ.

૭. તે પહેરી જોવાને સારૂ દરબારની બધી સ્ત્રીઓ આગળ ધસી આવી. તેમણે બધાંએ પ્રયત્ન કર્યો પરંતુ તે નકામું ગયું. જ્યારે તેઓ રોકાયલી હતી, ત્યારે પોતાની સાથે એક છોકરીને ખેંચતી એક બાઈ ટોળામાંથી રસ્તો કરીને આવી. તે રોઝીચીકસ અને તેની સાવકી માતા હતાં.

૮. રોઝીચીકસ બુમ પાડી ઉઠી "અરે, મા, પેલી રહી મારી ચમ્પલ" જ્યાં તે પડેલી હતી ત્યાં તેણી દોડી ગઇ અને સહેલાઈથી

તેણીનો નાનો પગ તેમાં ઘાલી દીધો. પછી જ્યારે બધા લોકો ટગર ટગર જોઇ રહ્યા હતા ત્યારે તેણીના ખીસામાંથી તેણીએ બીજી ચંપલ બ્હાર કહાડી અને તે પણ પહેરી દીધી.

૯. મોટી સ્ત્રીઓ બહુ ગુસ્સે થઈ, પરંતુ રાજાએ તેમને શાંત થવા ફરમાવ્યું. જ્યારે તેણે રોઝીચીકસનો હાથ પકડયો ત્યારે તેણે કહ્યું "ઇજીપ્તના શહેનશાહનું વચન ખોટું પડે નહીં; હું આ કન્યાને પરણીશ, અને જ્યારે તેણે તેણીની ગધુરી આકૃતિ જોઈ ત્યારે તે નાખુશ થયો નહિ, કે તેણે પોતાનું વચન પાળ્યું હતું.

## પાઠ ૨૧ મો. આપણે શા માટે કપડાં પહેરીએ છીએ.

૧. ખેતરોમાં ભટકીને અબદુલ હમણાંજ આવ્યો હતો. તેના પિતા જે એક ડાકટર હતા તે બોલ્યા "તું કયાં ગયો હતો." તારા કપડાં તદ્દન ફાટી ગયાં છે.

૨. અબદુલે કહ્યું "અરે," શહેરમાં પહેલું કોણ આવે છે તે જોવાને સારૂ હું મારા મિત્ર શિવનાથ જોડે શરત બકયો હતો અને અમે એક ખેતરમાં થઇને ટૂંકો રસ્તો લીધો કે જે (ખેતર) માં કાંટાવાળા ઘણા છોડવાઓ હતા અને તેથી મેં મારાં કપડાં ફાડયાં."

૩. તેના બાપે કહ્યું "વારૂ, જો તેં કપડાં ન પહેર્યાં હોત તો તેં તારી ચામડી ખરાબ રીતે ચીરી નાંખી હોત." અબદુલે પૂછ્યું "બાપા તેટલા માટે આપણે કપડાં પહેરીએ છીએ? હું ધારતો હતો કે આપણે આપણી જાતને ગરમ રાખવા સારૂ કપડાં પહેરીએ છીએ."

૪. તેના બાપે કહ્યું "તે ખોટું છે." જો કે તેઓ આપણને તેવા રાખે છે, પરંતુ કપડાં આપણને ગરમ કરતા નથી. લોકો કહે છે કે કપડાં ગરમ છે કારણકે તે શરીરની કુદરતી ગરમીને ચાલી જવા દેતાં નથી. હું તને તદન સહેલાઇથી બતાવી શકું છું કે કપડાં આપણને માત્ર ગરમ રાખી શકે છે.

૫. ડાકટરે બે ઉષ્ણુતામાપક યંત્રો (Thermometer) લીધાં અને તેમને ઉકળતા પાણીમાં મુકયાં. થોડી વારમાં તેણે તેમને બહાર કાઢયાં, અને દરેકમાં જ્યાંસુધી પારો ચઢેલો તે બિંદુ ધ્યાનમાં રાખવા કહ્યું. પછી તેણે એકને ઉનના કપડામાં (ફલાલીન) લપેટી દીધું અને બીજું ખુલ્લું રાખ્યું. દશ મીનીટ પછી તેણે તેમને ફરીથી તપાસ્યાં અને અબદુલને બતાવ્યું કે જે હવામાં ખુલ્લું મુકવામાં આવેલું તેમાં જે ઢાંકેલું હતું તેના કરતાં પારો ઘણી ડીગ્રી નીચે ઉતરેલો હતો.

૬. ડાકટરે કહ્યું "હવે તું સમજી શકે કે ગરમ કપડાએ ગરમીને જલદીથી ચાલી જતી અટકાવી. તેજ પ્રમાણે આપણાં કપડાંઓ આપણે માટે કરે છે. તે આપણા શરીરની કુદરતી ગરમીને હવામાં ઘણી જલદીથી ચાલી જતી અટકાવે છે. કપડાં ગરમી રાખે છે એટલુંજ નહીં પરંતુ જ્યારે આપણે સૂર્યના પ્રકાશમાં બહાર જઇએ છીએ ત્યારે ચામડીથી સૂર્યના તાપને દૂર રાખે છે.

૭. અબદુલે પૂછયું "આપણાં કપડાંને માટે કયું કપડું સૌથી ઉત્તમ વાપરવા જેવું છે?" ડાકટરે જવાબ આપ્યો "ગરમ કપડું સૌથી વધારે ઉપયોગી અને તંદુરસ્ત કપડું છે. તમે જ્યારે કોઈ રમત ખૂબ રમ્યા હો ત્યારે ત્યારે તમારા શરીરમાં ખૂબ પરસેવો થાય છે. આ પરસેવો સુકાઈ જાય છે, અથવા આપણે કહીએ છીએ તે પ્રમાણે તે વરાળ થઈ ઉડી જાય છે. જ્યારે તે ઉડી જાય છે ત્યારે તમારૂં શરીર ઠંડું થાય છે. જો તે ઘણો જલદી ઉડી જાય છે તો તમારૂં શરીર ઘણું ઠંડું થાય છે. અને તમે કદાચ માંદા પડો.

૮. હવે જો તમે ગરમ કપડાં પહેરો તો, પરસેવો ચુસી લેવામાં આવે છે. અથવા કપડાની અંદરની બાજુથી ચુસી લેવામાં આવે છે, અને પછી બીજા ભાગ (સપાટી) પરથી પસાર થાય છે અને ઉડી જાય છે ( તેની વરાળ થઈ ઉડી જાય છે ). જો તમે ચામડીની

લગોલગ સુતરાઉ અથવા શણનું કપડું પહેરે તો આ (પ્રમાણે) બનતું નથી; અને કપડાં તદન ભીનાં થઈ જાય છે. અને જો તમે તમારા ખુલ્લા શરીરને ભીના કપડાથી લપેટો તો શું થાય છે તે તું જાણે છે.

૯. અબદુલે કહ્યું "હા, મને શરદી થાય." ડાકટરે કહ્યું "તદન ખરૂં, અને પરસેવાથી ભીનું થયેલું સુતરાઉ ખમીશ ચામડીની લગો-લગ પહેરવાથી પણ તમને શરદી થશે.

૧૦. ઠંડી હવામાં દરેક માણસે જાડા ઉનનાં કપડાં ચામડીની લગોલગ પહેરવાં જોઇએ. ગરમ હવામાં કપડાં હલકાં (આછાં) અને પાતળાં હોવાં જોઇએ. ત્યારે પણ ચામડીની લગોલગ આછું ગરમ ગરમ કપડું પહેરવું વધારે સલામતીવાળું છે. જો સુતરાઉ કપડું પહેર્યું હોય તો, તે ટવીલનું (સળીવાળું કપડું) બનાવેલું હોવું જોઇએ. આ કપડુ સુતરમાંથી એવી રીતે બનાવવામાં આવે છે જો કે તે ઉન જેટલું ગરમ નથી છતાં ઉનની માફક તે ભીનાશ ચુસી લે છે. ગરમ હવાને માટે રેશમના કપડાં પણ સારાં છે પરંતુ તે ઘણું કીમતી છે.

"હિંદુસ્તાનના કેટલાક ભાગમાં, જ્યાં કદી પણ વધારે ઠંડી પડતી નથી, ત્યાં બહુ ઓછાં કપડાં પહેરવામાં આવે છે. આ તદન આરોગ્યકારી રિવાજ છે કારણ કે ચામડીમાંની ભીનાશ જલદી ઉડી જાય છે.

૧૧. કપડાં ખરીદતી વખતે દરેક માણસે વિચારવા જેવી કેટલીક વસ્તુઓ અહિંઆં (કહેલી) છે.

"પ્રથમ, કપડું એવું હોવું જોઇએ કે શરીરના બધા ભાગને સરખી રીતે ગરમ રાખે.

"બીજું, તે જલદીથી ગરમી ચુસી લે એવું હોવું જોઇએ.

"ત્રીજું, તેનું વજન શરીરપર સરખી રીતે ફેલાયલું હોવું જોઇએ.

"ચોથું, તે સખત ન હોવું જોઇએ."

## પાઠ ૨૨ મો.

## રાજકુમાર અને સિંહો.

૧. ઘણા વર્ષ પર ઈરાનમાં અઝગુડ નામનો એક યુવાન રાજકુમાર રહેતો હતો. તે હોશિયાર અને ભલો અને દયાળુ હતો, પરંતુ તેનામાં એક એક મોટી ખોડ હતી. તે બીકણ (બાયલો) હતો.

૨. જ્યારે તે લગભગ વીશ વર્ષનો હતો ત્યારે તેના પિતા મરણ પામ્યા અને તેનો રાજ્યાભિષેક કરવાનો હતો. પરંતુ તે દેશમાં એક જુનો રિવાજ હતો, કે કોઈપણ માણસનો રાજ્યાભિષેક થાય તે પહેલાં, તેણે એક મોટા સિંહ જોડે લડવું જોઈએ કે જેને મહેલમાં એક પાંજરામાં રાખવામાં આવ્યો હતો.

૩. જ્યારે વજીરે અઝગુડને આ કહ્યું ત્યારે, તેને એટલી બધી બીક લાગી કે તેણે નાસી જવાનો નિશ્ચય કર્યો. તેજ રાત્રે છાનો માનો તે તેની પથારીમાંથી ઉઠયો, જલદીથી કપડાં પહેર્યાં, તેના ઘોડાપર સ્વાર થયો, અને શહેરને છોડી દીધું.

૪. તેણે ત્રણ દિવસ મુસાફરી કરી ત્યાર પછી, તે ગાઢા જંગલ-વાળા એક દેશમાં આવ્યો. ત્યાં આગળ, પોતાની વાંસળી વગાડતા એક જુવાન માણસથી સંભાળ રખાતાં ઘણાં ઘેટાં તેણે જોયાં. યુવાન રાજકુમારે તેને અભિનંદન આપ્યું, અને તેને વાંસળી વગાડવા આજીજી કરી, કારણકે પહેલાં કદીપણ તેની જીંદગીમાં તેણે આવું મધુરૂં સંગીત સાંભળ્યું ન હતું.

૫. તે યુવાન માણસે અઝગુડને કહ્યું કે ઑકસસ નામના એક પૈસાદાર ખેડુતનો તે ગુલામ હતો, અને ખેડુતને ઘેરે તેને લઈ જવાને, માટે તેણે કહ્યું, કે જે ઘર ઘણે દૂર ન હતું. રાજ-કુમાર આરામ લેવાને માટે ખુશી થયો, અને પોતાના ભોમીયા (માર્ગદર્શક) જોડે ઑકસસને ઘેર ગયો જેણે તેને અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો. ખાવાનું અને પીવાનું તેના આગળ મુકવામાં

આવ્યું. પછી, પોતાની જરૂરીઆતોને સંતોષ આપ્યા પછી, તે કેવી રીતે ત્યાં આવ્યો તે ખેડુતને કહેવા લાગ્યો.

૬. હું કોણ છું અને અહીં આવવામાં મારો શો ઉદેશ છે તે વિષે તમને આશ્ચર્ય થાય તેમાં કાંઈ શંકા નથી. હું એક રાજકુમાર છું કે જેને વિપત્તિઓએ ઘેરથી બહાર હાંકી મુકયો છે. જો હું તમને મારૂં નામ ન કહું તો મને માફ કરશો. તે ગુપ્ત છે જે મારે મારા મનમાં રાખવું જોઇએ. જો તમે મને રહેવાદો તો આ સુંદર જગ્યાએ રહેવાનું મને મન છે. મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે અને તે માયાળાપણાને માટે હું તમને સારો બદલો આપીશ."

૭. ઓકસસે કહ્યું, "જ્યાં સુધી તમારી ઇચ્છા હોય ત્યાંસુધી જો તમે અહીંઆં રહેશો તો હું ઘણો ખુશ થઈશ, પરંતુ તમારે મને બદલો આપવાનો કાંઇપણ વિચાર કરવો (જોઇએ) નહીં." પછી તેના ગુલામ તરફ ફરીને તેણે કહ્યું, ઈઝડ્રીલ, રાજકુમારને આપણા ફુવારાઓ, અને ધોધો, અને આપણા ખડકો અને ખીણો બતાવો, કારણકે હું જાણું છું (જોઈ શકું છું) કે તે એક સુંદર દેખાવના શોખીન માણસ છે."

તેથી ઈઝડ્રીલે તેની વાંસળી લીધી અને રાજકુમાર જોડે બહાર ગયો. કેટલોક સુંદર સૃષ્ટિના દેખાવમાં ચાલ્યા પછી, એક છાંયડાવાળી ખીણમાં એક ખડકપર આરામ લેવાને તેઓ બેઠા. તે ગુલામ વાંસળી વગાડવા લાગ્યો અને તે રમણીય સ્થાનમાં પોતાનો બધો સમય ગાળવો કેટલો બધો આનંદદાયક હોય એમ વિચાર કરવા લાગ્યો. પરંતુ પોતાના પગપર એકદમ ઉભા થઇને ગુલામે કહ્યું, "આપણે માટે જવાનો વખત થયો છે."

૯. રાજકુમારે પુછયું, "આ સુંદર સ્થાનને આપણે શા માટે આટલું બધું જલદી છોડી દેવું જોઇએ?" ઈઝડ્રીલે જવાબ આપ્યો, "કારણકે અહીંઆં ઘણા સિંહો છે, અને સુર્યાસ્ત વખતે તેઓ તેમની ગુફામાંથી બહાર આવે છે. માટે વહેલા ઘેર જવું એ સારૂં છે. એક વખત મને મોડું થયું અને મને શું થયું તે જુઓ!!

૧૦. તે બોલ્યો ત્યારે, તેણે તેની બાંય લપેટી, અને તેના હાથપર મોટો ઘા બતાવ્યો. અઝગુડ ફિક્કો થઈ ગયો. જ્યારે તે ઘેર પહોંચ્યો ત્યારે, તેણે ઑાકસસને કહ્યું કે તેણે તેનો વિચાર ફેરવી નાંખ્યો હતો, અને હવે આગળ ઘોડાપર જવાનો ઈરાદો રાખતો હતો. તેથી તેણે ઑાકસસનો આભાર માન્યો, અને તેની રજા લઇને, અને તેનો ઘોડો તેને જેટલો જલદી લઈ જઈ શકે એટલો જલદી તે ઘોડો કુદાવતો ચાલ્યો ગયો.

## પાઠ ૨૩ મો. રાજકુમાર અને સિંહો ભાગ બીજો.

૧. ફરીથી રાજકુમારે ત્રણ દિવસ સુધી મુસાફરી કરી. પછી તે એક મોટા રણ આગળ આવ્યો કે જેની મધ્યમાં તેણે આરબની એક છાવણી જોઈ. આભાર દર્શાવતો તે કાળા તંબુ તરફ ગયો કારણકે તે અને તેનો ઘોડો બંને થાકી ગયા હતા અને ભૂખ્યા થયા હતા.

૨. શેખે તેને માયાળુ રીતે આવકાર આપ્યો, જે પ્રમાણે તેણે ઑાકસસને કહ્યું હતું તે પ્રમાણે અઝગુડે તેને શા માટે તે મુસાફરી કરતો હતો તે કહ્યું, અને થોડો વખત સુધી તેને આરબ લોકોની જોડે રહેવા દેવામાં આવે એમ કહ્યું. (રજા માગી); શેખે તેને કહ્યું કે તે તેમ કરે, અને શિકાર કરવાને માટે તેને તેનો ઉત્તમ ઘોડો આપ્યો.

૩. શિકારમાં રાજકુમારે એવું સારૂં કર્યું, કે શેખે વિચાર કર્યો કે તે સરસ લડવૈયો બનશે, અને તેથી તેના લડવૈયાઓની ટૂકડીમાં સામેલ થવા તેને કહ્યું.

૪. તેણે કહ્યું "પરંતુ, તમને તેમનામાં સામેલ થાઓ તે પહેલાં, તમારે તમારી બહાદુરાઈની કાંઈ સાબીતી આપવી જોઇએ, કે જેથી કરીને તેઓ તમારા પર વિશ્વાસ રાખી શકે. દક્ષિણમાં થોડેક માઇલ દૂર, ટેકરીઓની એક હાર આવેલી છે કે જેમાં ઘણાં

સિંહો રહે છે. તેથી સવારમાં વહેલા, તમારા ઘોડાપર બેસીને, તમારી તલવાર અને ભાલા સાથે સજ્જ થઇને, જજો. આમાંના એક સિંહને મારી નાંખજો અને તેની ચામડી અહીં લાવજો. ત્યારે હમે જાણીશું કે લડાઈના દિવસે હમે તમારાપર આધાર રાખી શકીશું.

૫. હવે જ્યારે અઝગુડે આ સાંભળ્યું ત્યારે, તેજ રાતે પોતાના ઘોડાપર સ્વાર થવાનો નિશ્ચય કર્યો, પરંતુ જ્યાં સિંહો હતા તે ટેકરીઓ આગળ નહિં જવાનો નિશ્ચય કર્યો. રાત પડી ત્યારે તે સામેની દિશામાં નીકળી પડયો, અને બીજે દિવસે સાંજે, તે પોતે એક સુંદર દેશમાં આવી પુગ્યો.

૬. થોડીવારમાં તે એક સુંદર મહેલ આગળ આવી પુગ્યો, કે જેના દિવાનખાનામાં અમીર અને તેની સુનેરી વાળવાળી પુત્રી પેરિબન બેઠેલાં હતાં. રાજકુમારને માયાળુ રીતે આવકાર આપવામાં આવ્યો, અને તેની મરજી હોય ત્યાં સુધી તેને રહેવા માટે નિમંત્રણ કર્યું. કેટલાક મિત્રો તેને મળવાને આવવાના હતા ત્યાં જવાને તૈયારી કરવાને તે અમીરે પોતાના મહેમાનની રજા લીધી.

૭. રાજકુમારીએ અઝગુડને મહેલના ઘણા ઓરડાઓ બતાવ્યા. તે સોનાથી અને કીમતી હીરાઓ (પત્થરો)થી ભભકાબંધ શણગારવામાં આવ્યા હતા, અને બારીઓ જાત જાતના રંગના કાચની હતી.

૮. તે દિવસે સાંજે મહેલના દરેક ઓરડામાં દિવા કરવામાં આવ્યા હતા, અને મહેમાનોની એક મોટી અને આનંદી ટોળી ત્યાં એકઠી થઈ હતી. રાજકુમારે પેરિબનને વીણા વગાડવા કહ્યું, અને જ્યારે તેણીએ તેમ કર્યું ત્યારે, એક મોટા અવાજથી તે ચમકયો. તેણે પૂછયું કે તે શું હતું (હોઈ શકે). હાસ્ય સાથે તેણીએ જવાબ આપ્યો. "અરે, તે તો અમારો કાળો ચોકીદાર, ઘુલક (બોલક) બગાસુ ખાય છે." અઝગુડે કહ્યું, તેનાં ફેફસાં કેટલાં મોટાં હોવાં જોઇએ મેં પહેલાં કદી પણ આવું મોટું બગાસું સાંભળ્યું નથી.

૯. બીજાં મહેમાનો ચાલ્યા ગયા પછી પેરિબન સુઈ ગઈ અને ગયા પછી અમીર અને રાજકુમારે કેટલાક વખત સાથે વાતચીત કરી. વખત જતાં તેઓએ પણ ધાર્યું કે સુઈ જવાનો વખત થયો હતો. આરસપહાણના બનાવેલા મોટા દાદરના પગથીઆ આગળ તેઓ આવ્યા ત્યારે ઉંચે જોઈને, સૌથી ઉંચા (ઉપરના) પગથીઆ પર એક મોટા કાળા સિંહને સુતેલો જોઇ તે ઘણો બીધો. (ગભરાઈ ગયો.)

૧૦. તેણે કહ્યું "પેલું શું છે ?" અમીરે કહ્યું "એ અમારો રખેવાળ (ચોકીદાર) બુલકછે" તે કેળવાયલો સિંહ છે અને જો તમે તેનાથી બીશો નહીં તો તે તમને ઈજા કરશે નહીં. જ્યારે કોઈ માણસ તેનાથી બીએ છે ત્યારે તે જાણે છે, અને પછી ઘણો વિકાળ થાય છે. "રાજકુમાર બોલી ઉઠયો" મને તેની બહુ બીક લાગે છે. "અને અઝગુડ પગથીઆં પર ગયો નહીં, પરંતુ જે ઓરડો તેણે છોડયો હતો તે ઓરડામાં ત્યાં આગળ કોચપર સુવા સારૂ પાછો ગયો.

૧૧. અમીરે તેને છોડી દીધો, (તેની રજા લીધી) ત્યાર પછી, સંભાળ પૂર્વક અઝગુડે બારણું બંધ કરી દીધું અને બારીઓ સખત બંધ કરી દીધી, પછી તે સુઈ ગયો પરંતુ તે ઉંઘી શકયો નહીં. તે સિંહને આમતેમ ફરતો સાંભળી શકયો. એક વખત જનાવર બારણા આગળ આવ્યું, અને ભયંકર ગર્જના કરીને તેના આગલા પંજા વડે તેની સામે કુદકો માર્યો.

૧૨. બિચારા રાજકુમારને ખાત્રી લાગી કે બારણું તુટીને ઉઘડી જશે અને તેને મારી નાંખવામાં આવશે. છતાં પણ, કાંઈ વધારે થયું નહીં. થોડીક મીનીટમાં 'બુલક' ઉપર ચાલ્યો ગયો, અને તે રીતે ફરીથી નીચે આવ્યો નહીં.

૧૩. અઝગુડ વિચાર કરતો સુઈ રહ્યો. તે સ્પષ્ટ હતું કે જે ભયની તેને એટલી બધી બીક લાગતી હતી તે ભયમાંથી નાસી જવામાં, તેણે વસ્તુઓ સહેલી બનાવી નહતી. દરેક ઠેકાણે સિંહો

હતા. તેથી હવે જરાપણ વધુ વખત તેની ફરજનો ત્યાગ નહીં કરવાનો પરંતુ ઘેર પાછા જવાનો, અને જુના રિવાજ પ્રમાણે તેણે જે કરવું જોઇએ તે કરવાનો નિશ્ચય કર્યો.

## પાઠ ૨૪ મો. રાજકુમાર અને સિંહો–ભાગ ત્રીજો.

૧. સવારમાં રાજકુમારે અમીરને બધું સત્ય કહ્યું. તે માયાળુ ઘરડા માણસે તેને કહ્યું કે પોતાની ફરજ બજાવવા તરફ પાછા વળવું એ કામ કરવું ખરૂં હતું, અને તેને પોતાનો આશીર્વાદ આપ્યો પરંતુ અઝગુડે સુંદર રાજકુમારી (બાળા) પેરિબન વિષે કાંઈ જોયું નહીં.

૨. પછી તે અરબની છાવણી તરફ પાછો ઘોડે બેસીને ગયો, અને શેખ આગળ બધું કબુલ કર્યું જે ઘોડો તેણે પાછળ મુકયો હતો તે ઘોડા વિષે પણ તેણે પૂછપરછ કરી (ખબર કાઢી) અને તેને કહેવામાં આવ્યું કે જો તે ત્યાં રહેવા દરકાર કરતો હોય તો તે ઘોડો તેનો થાય. શેખે કહ્યું "પરંતુ તમને અટકાવવા એ ખોટું થાય. તમારે ઘેર પાછા જાઓ અને મરદની માફક તમારી ફરજ બજાવો.

૩. પછી ત્યારપછી અઝગુડે ઑાકસસની મુલાકાત લીધી અને તેને પણ તેણે આખી વાર્તા કહી. તેણે તેની ભૂલો કબુલ કરી, અને તેના મિત્રને તેના ઇરાદાથી વાકેફ કર્યો. ઑાકસસે કહ્યું "જાઓ, અને સફળ થાઓ (નિવડો) "રાજકુમારે કહ્યું "હું તમારી રજા લઉં છું, અને ઇસફીલ પાસેથી મારે બદલે રજા લેજો. તેને કહેજો કે હું કોઈ દિવસ પાછા આવવાની અને સિંહો હોવા છતાં પણ તેનું મધુરૂં સંગીત સાંભળવાની આશા રાખું છું.

૪. પછી રાજકુમાર સીધો ઘેર ગયો, અને વઝીરને કહ્યું કે તે સિંહની જોડે લડશે. તેનો રાજકુમાર પાછો આવવાથી તે ઘરડા માણસને હર્ષનાં આંસું આવ્યાં, અને એક અઠવાડીયામાં દ્વન્દ યુદ્ધ થવાની તૈયારી કરી.

૫. જ્યારે વખત થયો, અને રાજકુમાર અખાડામાં દાખલ થયો, ત્યારે સિંહે મોટી ગર્જના કરી અને વિકરાળ ચહેરે (વિકરાળ દેખાતો) તેની પાસે ધીમે ધીમે આવ્યો. તેણે સિંહની સામે સીધી નજરે જોયું, અને હાથમાં ભાલા સાથે આગળ ધસ્યો. અણધારી રીતે સિંહે આગળ તરાપ મારી, અને બીજી ગર્જના સાથે બરાબર રાજકુમારના માથાપર કુદકો માર્યો. પછી તે તેના તરફ દોડી ગયો, અને પ્રેમની દરેક નીશાનીથી તેનો હાથ ચાટવા લાગ્યો.

૬. વજીરે રાજકુમારને કહ્યું કે તે જીત્યો હતો, અને તેને અખાડો છોડી દેવા ફરમાવ્યું. કુતરાની માફક સિંહ તેની પાછળ પાછળ ગયો. ઘરડા વજીરે કહ્યું "તમે હવે જોઇ શકો છો તે પ્રમાણે સિંહ પાળેલો (વશ કરેલો) સિંહ છે; પરંતુ તમે આ જાણતા ન હતા તેથી, તમારી તૈયારીથી તમારી કિંમત સિદ્ધ કરી છે. હવે બધા જાણશે કે તમે તમારા બહાદુર પૂર્વજોની ગાદીપર બેસવાને લાયક છો.

૭. બે માણસો—એક ઘરડો અને બીજો જુવાન—આગળ આવ્યા. તે ઑાકસસ અને ઇઝડીલ હતા. ઑાકસસે કહ્યું, "રાજકુમાર આજનો સુખી દિવસ યાદ રાખવાને સારૂ મને તમને ભેટ આપવા દો." તેમ કહીને તેણે તેના ગુલામ ઇઝડીલને આગળ કર્યો.

૮. રાજકુમારે કહ્યું, હું અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું." તેણે ઇઝડીલને કહ્યું, તું હવેથી જરા વધૂ સમય માટે પણ ગુલામ નથી. આ ક્ષણથી તું મુકત છે. તું મારો મિત્ર થશે, અને વાંસળી વગાડવામાં તારી હોંશિઆરીથી તું મને ખૂશ કરશે.

૯. તરતજ બીજું નાનું ટોળું દેખાયું. તે જે જલદ ઘોડાને અઝગુડ ચાલવા લાગ્યો હતો તે ઘોડા સાથે તેના કેટલાક આરબો અને શેખનું બનેલું હતું. શેખે કહ્યું, "અઝગુડ, હું તમને અભિનંદન આપું છું અને આ ઘોડો સ્વીકારવાને વિનંતી કરૂં છું." રાજકુમારે આભાર માન્યો અને શેખને ભેટયો; ઇઝડીલ ઘોડાને દોરી લઈ ગયો કે જેનાં સૌથી વખાણ કરવામાં આવ્યાં

૧૦. પછી ઘણા અનુયાયીઓ સાથે અમીર આગળ આવ્યો. તેણે કહ્યું, રાજકુમાર, હું તમારે માટે કાંઈ ભેટ લાવ્યો નથી, પરંતુ હું અને મારૂં સર્વસ્વ તમારાં છીએ. રાજકુમારે કહ્યું," ઉમદા અમીર, હું તમને જોઇને ઘણો ખુશી થયો છું. તમારી સુંદર પુત્રી કેમ છે? જેવો મારો રાજ્યાભિષેક થાય કે તરતજ તેણીને મારી પત્ની તરીકે આપવા સારૂં તમને વિનંતી કરવા તમારે મહેલ આવવાની હું ઇચ્છા રાખું છું."

૧૧. અમીરે કહ્યું 'તેની કાંઈ જરૂર નથી. મારી સાથે ચાલો' તે જુવાન માણસને સફેદ ઘોડા પર બેઠેલી બુરખાવાળી એક સ્ત્રી પાસે લઇ ગયો. તે પેરિબન હતી પછી તેઓ બધાં મહેલમાં ગયા.

૧૨. જ્યારે તે જતો હતો ત્યારે રાજકુમારે વિચાર કર્યો "જ્યારે હું ફરજથી દૂર નાસતો હતો ત્યારે, દરેક વસ્તુ બગડી જતી હતી; હવે જ્યારે મેં મારી ફરજ બજાવી છે ત્યારે મને જે જોઇએ તે દરેક વસ્તુ મને આપવામાં આવી છે."

૧૩. રાજકુમારનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને તેજ પેરિબન જોડે તેના લગ્ન કરવામાં આવ્યાં. તેણે ઘણા વખત સુધી અને સુખથી રાજ્ય કર્યું. રાજાના હુકમની બીજાઓને વાંચવા માટે તે વાર્તા નોંધવામાં આવી; અને તેના મહેલના બારણા પર સુનેરી અક્ષરે આ શબ્દો લખેલા હતા. "સિંહથી કદી નાસી જાઓ નહીં."

## ૨૫. ભેગો શિવનાથ.

૧. શિવનાથ એક ગરીબ ઘરડો માણસ હતો કે જે તદન એકલો રહેતો હતો. તેણે મનમાં વિચાર કર્યો, "મને દુનિયામાં કાંઈ ભલું કરવાનું ગમે છે; પરંતુ હું કેવી રીતે કરી શકું? હું ઘરડો છું, જરા પણ હોશિયાર નથી, અને મારી પાસે ઘણો થોડો પૈસો છે.

૨. એક દિવસ, જ્યારે તે વિચાર કરતો હતો ત્યારે તે બોલ્યો "હું શું કરીશ તે હું જાણું છું." પરંતુ તેણે શેનો વિચાર કર્યો હતો

તે તેણે કોઇને કહ્યું નહીં. પૈસા મેળવવાને માટે તેણે તો માત્ર હંમેશ કરતાં વધારે સખત કામ કરવા માંડયું.

૩. પૈસાવડે તેણે કેરીઓ ખરીદી. જ્યારે તે તેમને ખાતો ત્યારે તે બધી (ગોટલી) છાલ બચાવતો (રાખી મુકતો) અને તેને એક કોથળામાં બાંધી દતો, કે જે કોથળો તેની ઝુંપડીની દિવાલ પરના એક ખીલા પર તે લટકાવતો.

૪. એક દિવસે સવારમાં વહેલાં તેણે કોથળો અને એક મજબુત લાકડી લીધાં, અને દેશમાં દૂર ચાલ્યો ગયો તે બોલ્યો "અહીંઆં સારી જગ્યા છે," અને તેની લાકડીવડે જમીનમાં એક કાણું પાડી, તેણે કેરીની છાલ (ગોટલાં) રોપી.

૫. તે બોલ્યો "નાની છાલ, પ્રણામ. જ્યારે તમારા ગરમ બિછાનામાં સુવાનો તમને કંટાળો આવે ત્યારે ઉપર આવજો અને દુનિઆને જોજો. જો તમે ઉગ્યા કરશો તો કોઈ દિવસ તમે મોટાં કેરીનાં ઝાડ થશો.

૬. તે દિવસે તેણે કેરીની ઘણી છાલો ગોટલાં રોપી, અને કોથળો ખાલી થઈ ગયો ત્યાં સુધી બીજે દિવસે પણ તેણે છાલો રોપી. પછી તે પોતાના કામપર ગયો. અને વધારે પૈસા પેદા કર્યા. એક વખત ફરીથી જ્યારે કેરીની રૂતુ આવી ત્યારે, તેણે વધારે કેરી ખરીદી, અને જ્યારે તેનો કોથળો છાલથી ભરાઈ ગયો ત્યારે તે તેની મુસાફરી માટ ફરીથી નીકળ્યો.

૭ જ્યારે તે દેશમાં ફરવા (જવા) લાગ્યો ત્યારે લોકો તેને ઓળખવા લાગ્યા. છોકરાઓ તેના જુના કોથળામાં ડોકીયું કરતા અને જ્યારે તેઓ તેને છાલ રોપતો જોતા ત્યારે તેઓ હસતા.

૮. તેઓ કહેતા "તે તમને કાંઈ ફાયદો કરશે નહીં. ઝાડ ઉગતાં ઘણાં વર્ષો થાય છે. તેમને સારાં ફળ આવશે તે પહેલાં તમે મરી જશો."

૯. ઘરડો શિવનાથ પણ હસતો. તે કહેતો "હા, પરંતુ બીજા ફળ ખાય તે પહેલાં કોઇએ છાલ રોપવી જોઇએ."

૧૦. જુદા જુદા ગામમાં તે ઘણી વખત રહેતો અને છોકરાંઓને આનંદી વાર્તા કહેતો. દરેક જણને તેનો શોખ લાગતો (દરેક જણને તેની માયા લાગતી), અને તે જ્યારે જતો ત્યારે તેઓ કહેતા." પ્રણામ, ફરી પધારજો, વહાલા ઘરડા મેંગો શિવનાથ."

૧૧. આ પ્રમાણે વર્ષો વહી ગયાં અને આખરે તે ઘરડો માણસ મરી ગયો. જ્યારે તેણે તેની આંખો મીચી ત્યારે તે બોલ્યો "હું ધારૂં છું કે મેં થોડુંક ભલું કર્યું છે."

૧૨. તે દેશમાં આજે તમે ઘણાં ઘણાં કેરીનાં ઝાડો જોશો. ત્યાં આગળ એટલાં બધાં ઝાડ શા માટે છે એમ જો તમે કોઇને પૂછશો તો તે કહેશે, "ઓ, ઘણા વર્ષ અગાઉ ઘરડા મેંગો શિવનાથે તેમને રોપ્યાં હતાં." અને પછી તે તમને વાર્તા કહેશે.

## પાઠ ૨૬ મો. અબુહુસેનની વાર્તા–ભાગ ૧.

૧. બગદાદમાં એક વેપારી હતો કે જે ખલીફા હારૂન અલ રસીદના રાજ્યમાં રહેતો હતો. તેને અબુહુસેન નામે એક છોકરો હતો. આ વેપારી મરણ પામ્યો અને તેની બધી દોલત તેના છોકરા માટે મુકી ગયો. અબુહુસેને તેની દોલતના બે સરખા ભાગ કર્યા. એક ભાગ તેણે સંભાળ પૂર્વક ઉંચો મૂકયો, અને બીજો ભાગ તેજ મિત્રો જોડે ઉજાણી કરવામાં તેણે વાપર્યો.

૨. તેના મીત્રો યુવાન માણસો હતા પરંતુ તેઓ ઘણા સારા મીત્રો ન હતા. કારણકે જ્યારે તેણે તેમને કહ્યું કે તેનો બધો પૈસો વપરાઈ ગયો હતો ત્યારે, તેઓમાંના એકે પણ તેની સંભાળ લીધી નહીં; એકે પણ તેને મદદ કરવાને કહ્યું નહીં. તેથી ઘણા દિલગીર અંતઃકરણથી તે તેની મા પાસે ગયો, અને તેણીને તેના મીત્રોની અવકૃપાની (ગેરમહેરબાનીની) વાત કરી.

૩. પરંતુ તેણીએ કહ્યું "ઓ અબુહુસેન, આ બધા જૂઠા (ખોટા) મીત્રોની રીત છે. જ્યાં સુધી તમે પૈસાદાર હો છો ત્યાં સુધી તેઓ તમને ચાહે છે. જ્યારે તમે બધું ખરચી નાંખ્યું હોય છે ત્યારે તેઓને તમારી જરૂર હોતી નથી."

૪. તેણે કહ્યું, "હું આવા ખોટા મીત્રોને ઓળખી શકીશ નહીં. ભવિષ્યમાં હું માત્ર અજાણ્યા માણસનો મીત્ર થઈશ; અને એક રાતને માટેજ હું તેનો મીત્ર થઈશ પછી બીજે દિવસે સવારે તેણે ચાલ્યા જવું જોઈશે, અને ત્યારપછી કદીપણ હું એને જોઈશ નહીં (મળીશ નહીં.)

૫ તેથી દરેક રાત્રે અબુહસેન બહાર જતો અને પૂલ પર બેસતો. જ્યારે કોઈ અજાણ્યો માણસ તેની જોડે ઉજાણી કરવા સારૂ આમંત્રણ કરતો. પછી તે તેને તેને ઘેર લઈ જતો, અને તે રાતે તેની જોડે ખાતો અને પીતો. સવારમાં તે તેને સલામ કરતો નહીં.

૬. આ તેણે એક વર્ષ સુધી કર્યું. એક દિવસ હંમેશની માફક તે પૂલપર બેઠેલો હતો ત્યારે, છુપા વેશમાં ખલીફ હારૂન અલરશીદ અને તેના કેટલાક નોકરો તેની પાસે થઇને ગયા. કેટલેક અંશે આનંદને માટે અને કેટલેક અંશે કોઇને પીડા થાય છે કે નહીં (દુઃખ દેવામાં આવે છે કે નહીં) તે જોવાને સારૂ શહેરમાં છુપા વેશે ફરવાનો ખલીફાનો રિવાજ હતો. અબુહસેને ખલીફાને અટકાવ્યો. તેણે કહ્યું "તમને વાળુ કરવું ગમશે?" ખલીફાએ કહ્યું "હા, અમને તમારે ઘેર લઈ જાઓ. પરંતુ અબુહસેનને ખબર ન હતી કે તે તે ખલીફો હતો.

૭. જ્યારે ખલીફો અબુહસેનને ઘેર આવી પહોંચ્યો ત્યારે, તેને એક ઘણા સુંદર ઓરડામાં લઈ જવામાં આવ્યો. અબુહસેને એક ગુલામડીને ગાવાનો હુકમ કર્યો. તેના ગાવાથી ખલીફો ઘણો ખુશ થયો. પછી તેણે અબુહસનને કહ્યું ઓ જુવાન માણસ! તું કોણ

છે ? મને તારી વાર્તા કહે કે જેથી મારા પ્રત્યેના તારા માયાળુ-પણાનો હું બદલો વાળી શકું."

૮. અબુલહસેન હસ્યો અને બોલ્યો "ઓ સાહેબ, તમે મને કદી કદી મળશો નહીં." ખલીફાએ કહ્યુ "શા માટે નહીં? મને તારી વાર્તા કહે."

તેથી અબુલહસેને તેને તેની વાર્તા કહી. જ્યારે ખલીફાએ તે સાંભળી ત્યારે તે હસ્યો અને બોલ્યો, "ઓ મારા ભાઈ, તારી વિચિત્ર રીતભાતને માટે તારી પાસે બાહાનું (કારણ) છે.

૯. પછી નોકરો ઉત્તમ ખોરાક અને આનંદ આપે એવાં પીણાંઓ લાવ્યા. જ્યારે મધ્ય રાત્રી થઇ ત્યારે, ખલીફાએ તેના નિમંત્રણકારને કહ્યું "ઓ અબુલહસેન, તારે તારે માટે કોઈપણ વસ્તુ કરાવવી છે?" (કોઈપણ કામ કરાવવું છે).

૧૦. અબુલહસેને કહ્યું "હા. થોડેક દૂર પાંચ માણસો રહે છે કે જેઓ મને ઘણો ધીક્કારે છે. જ્યારે જ્યારે તેઓ મારા ઘરમાંથી કાંઈપણ સંગીત આવતું સાંભળે છે ત્યારે તેઓ મારી સામે વલીને ફરિયાદ કરે છે, અને મને ઘણો દંડ થાય છે. જો મારા હાથમાં સત્તા હોય તો હું તેમને ચાબકાના એકહજાર ફટકાની શિક્ષા કરૂં."

૧૧. ખલીફાએ જવાબ આપ્યો "ઇશ્વર તમને તમારી ઇચ્છા સફળ કરો. પછી જ્યારે અબુલહસેને બીજી બાજુએ જોયું ત્યારે, તેણે પ્યાલામાં ઉંઘ લાવનારો ભૂકો નાંખ્યો અને તે તેને આપ્યો. જેવો અબુએ તે પીધો કે તરતજ, તે એકદમ ઉંઘી ગયો. ખલીફાએ તેના નોકરોને બોલાવ્યા. તેણે કહ્યું "અબુલહસેનને એક ખચ્ચરપર મુકો અને તેને મહેલમાં લઇ જાઓ. તેઓએ તે પ્રમાણે કર્યું અને અબુ-લહસેન આખો વખત સુઈ રહ્યો.

૧૨. જ્યારે ખલીફો મહેલમાં પહોંચ્યો ત્યારે તેણે જાફર નામના તેના વજીરને અને તેના મુખ્ય ખીદમતગારોને બોલાવ્યા.

ખલીફાના કોચપર સુતેલા અબુહુસેન તરફ આંગળી કરીને તેણે કહ્યું "સવારે તેને ખલીફા તરીકે સલામ કરજો, અને તમને જે કાંઇ કરવા ફરમાવે તે કરજો." વળી તેણે તેની ગુલામડીઓને તે ખલીફો હોય તે પ્રમાણે અબુહુસેનની તહેનાતમાં રહેવા કહ્યું. પછી તે ખાનગી ઓરડામાં ગયો અને ઉંઘી ગયો.

## અબુહુસેન ભાગ–બીજો.

સવારમાં અબુહુસેન જ્યારે જાગ્યો ત્યારે પોતાની જાતને એક સુંદર ઓરડામાં કીમતી પોસાકવાળા નોકરોથી વીટળાયલી જોઇને તેને આશ્ચર્ય થયું. તેણે કહ્યું "મને સ્વપ્નું આવતું હોવું જોઇએ, અથવા તો આ સ્વર્ગ હોવું જોઇએ. ફરીથી તેણે તેની આંખો બંધ કરી દીધી. પછી એક ગુલામે તેને કહ્યું "વફાદારના રાજા ઉઠવાનો વખત થયો છે."

૨. અબુએ તેની આંગળી કરડી અને પીડાએ તેને બતાવ્યું કે તે જાગતો હતો. પછી તેણે તેનું માથું ઉંચું કર્યું અને એક નોકરડીને બોલાવી. તેણીએ કહ્યું, "વફાદારોના હે રાજા, (હું) તમારી સેવામાં હાજર છું. અબુહુસેને પૂછ્યું "હું કોણ છું અને હું ક્યાંછું ?"

૩. તેણીએ જવાબ આપ્યો "તમે વફાદારોના રાજા છો અને તમે મહેલમાં તમારા કોચ પર બેઠેલા છો ?

અબુહુસેન વધારે અકળાયો ( ગુંચવાયો ) તેણે વિચાર કર્યો "હું ગાંડો થયો હઈશ, કદાચ ગઇ કાલનો મહેમાન જાદુગર હોવો જોઇએ અને તેણે મને ગાંડો બનાવ્યો છે.

૪. આ બધો વખત જ્યાં આગળ અબુહસન તેને જોઈ શકે નહીં તે જગ્યાએથી અલીફો જોતો હતો. અહબુસેને મુખ્ય ખીદમતગાર તરફ જોયું અને તેને બોલાવ્યો. તે ખીદમતદાર આવ્યો અને 'વફાદારના હે રાજા" એમ કહીને તેને સલામ કરી.

૫. અબુહસને તેને કહ્યું "વફાદારોનો રાજા કોણ છે ? ' જવાબ મળ્યો, "તમે છો, મારા સાહેબ." "અબુહસને કહ્યું તે ખોટું છે."

પછી તેણે બીજાને બોલાવ્યો અને તેને કહ્યું, "મને કહે કે હું ખરે-ખર વફાદારોનો રાજા છું ?" જવાબ મળ્યો "હા" અબુએ કહ્યું "વાહ, આ વિચિત્ર છે, એક રાતમાં હું વફાદારોનો રાજા બન્યો છું. ગઈ કાલે હું અબુહસન હતો અને આજે હું વફાદારોનો રાજા છું.

૬. પછી નોકરોએ તેને ખલીફાના ઝભ્ભાઓ પહેરાવ્યા. છેવટે અબુહસેન મનમા બોલ્યો, "ક્યાં તો હું ખરેખરી રીતે ખલીફો છું અથવા તો આ સ્વપ્નું છે, પરંતુ આવું સ્વપ્નું કદી મને આવ્યું નથી. પછી વજીર ઓરડામાં આવ્યો અને તેની પાછળ કચેરીના મુખ્ય ઉમરાવો આવતા હતા. જ્યારે તેઓ દાખલ થયા ત્યારે તેઓ તેના આગળ નમ્યા, અને "વફાદારના રાજા" કહીને તેને બોલાવ્યો.

૭. આથી અબુહસેન ઘણો ખુશ થયો. તેણે વજીરને બોલાવ્યો. તે બોલ્યો "અમુક મહોલ્લામાં એક ડોસી રહે છે કે જે અબુહસેન નામના માણસની માતા છે. ત્યાં તરતજ જાઓ અને મારી સલામ સાથે તેણીને સોનાના સો સિક્કાઓ આપો. તે મહોલ્લામાં પાંચ ઘરડા માણસો પણ રહે છે કે જેઓએ ઘણી વખત અબુહસેન સામે ફરિયાદ કરી છે. તેમનો કબજો લો અને દરેકને એક હજાર ફટકા મારો. જ્યારે તમે આ પુરૂં કરી રહો ત્યારે પૂછડી તરફ તેમનું મો રાખીને તેમને ગધેડાપર બેસાડો પછી તેમને શહેરમાં ફેરવો, અને દરેકને કહો કે જે પોતાના પડોશીઓને પીડા કરે છે તેમને આવી શિક્ષા થાય છે."

૮. તેને હુકમ કરવામાં આવ્યો તે પ્રમાણે વજીરે કર્યું.

અબુહસને આખા દિવસનું બધું કામ ખલીફાના રિવાજ પ્રમાણે કર્યું. જ્યારે તેણે સમાપ્ત કર્યું, ત્યારે તેણે એક ખીદમતગારને બોલાવ્યો કે જે પાસે ઉભો હતો. તેણે કહ્યું "હું ભુખ્યો થયો છું. મને ખાવાને કાંઇ આપો.

૯. તેણે જવાબ આપ્યો, "હું સાંભળું છું અને તાબે થાંઉ છું," અને તે તેને જમવાના ઓરડામાં લઇ ગયો. અહીંઆં કીમતી પોશાકવાળા ગુલામો તેની તહેનાતમાં રહ્યા. તેઓએ તેને ઉત્તમ

ખોરાક અને મીઠાં પીણાંઓ આપ્યા. અબુહસેને ફરીથી પૂછ્યું, "હું કોણ છું ?" અને આ ગુલામોએ પણ જવાબ આપ્યો "તમે વફાદારના રાજા છો."

૧૦. છેવટે તેણે કહ્યું "આ બધું કોઇ દુષ્ટ સત્તાથી કરવામાં આવ્યું છે. મને ઈશ્વર તેમાંથી સુખે મુક્ત કરે." જ્યારે તે આ પ્રમાણે મનમાં બોલતો હતો ત્યારે, એક નોકરડીએ શરબતના પ્યાલામાં ઉંઘ લાવનારી ભૂકી નાંખી, અને તે અબુહુસનને આપ્યું. જ્યારે તેણે તે પીધું ત્યારે, ફરીથી તેને ઘસઘસાટ ઉંઘ આવી.

## પાઠ ૨૮. અબુહુસન ભાગ ત્રીજો.

૧. પછી હારૂન અલરસીદે નોકરોને અબુહસનને તેને પોતાને ઘેર લઇ જવા (ઉંચકી લઇ જવા) હુકમ કર્યો. નોકરોએ તે પ્રમાણે કર્યું, અને તેને તેની પથારીપર સુવાડયો, અને હજી પણ તે ઘસઘસાટ ઉંઘતો હતો. રાતમાં તે જાગ્યો, અને ગુલામોને બોલાવવા લાગ્યો.

૨. પરંતુ કોઈએ તેને જવાબ આપ્યો નહીં. તેમ છતાં, તેની માએ તેને આ ગુલામોનાં નામનો પોકાર કરતાં તેને સાંભળ્યો. તેણી ઉઠી અને આવી, અને તેને કહ્યું "શું છે મારા દીકરા ? તું ગાંડો છે ?"

૩. જ્યારે તેણે તેની માતાના શબ્દો સાંભળ્યા ત્યારે તેણે તેણીને કહ્યું, "તું કોણ છે, હે ઘરડી ડોસી ? હું વફાદારોનો રાજા છું. તારે મારી જોડે આ પ્રમાણે ન બોલવું જોઇએ."

તેણીએ જવાબ આપ્યો, "હું તારી મા છું, મારા દીકરા."

પરંતુ તેણે જવાબ આપ્યો, "હું તારો છોકરો નથી; હું વફાદારનો રાજા છું, ઘણા પ્રદેશનો રાજા છું.

તેની માએ કહ્યું 'તારે આ પ્રમાણે વાત ન કરવી જોઇએ. જો કોઈ તને સાંભળશે, તો તને ખલીફાની પાસે લઈ જવામાં આવશે, અને તને મારી નાંખવામાં આવશે.

૪. પછી, જે દુષ્ટ સત્તા (ભૂત) તેને દુઃખ દેતી હતી તેને નસાડી મુકવા માટે તેણી તેનાપર મંત્રો બોલવા લાગી. થોડો વખત

પછી તેણીએ કહ્યું, "મારા દીકરા, તારે માટે મારી પાસે સારા સમાચાર છે, કે જે તને ઘણો ખુશ કરશે."

અબુહસન બોલ્યો, કયા સારા સમાચાર છે ? (સારા સમાચાર શું છે). "તેણીએ જવાબ આપ્યો, "ગઈ કાલે, જે પાંચ ઘરડા માણસો તને હેરાન કરતા હતા તેમને મારવાનો ખલીફાએ હુકમ કર્યો હતો. વળી તેણે સલામ સાથે સોનાના સો સિક્કા મારાપર મોકલ્યા હતા."

૫. જ્યારે અબુહસને આ શબ્દો સાંભળ્યા ત્યારે, તે મોટેથી બોલી ઉઠયો, "મેં તને કહ્યું કે હું વફાદારોનો રાજા હતો, ઘરડા માણસોને મારવાનો હુકમ આપનાર હું હતો. મારી સલામ સાથે તારાપર સો સોનાના સીક્કા મોકલનાર હું હતો."

૬. પછી તે તેની પથારીમાંથી ઉઠયો અને તેની માતાને લાકડીવડે મારી. પડોશીઓએ તેણીની બુમો સાંભળી, અને શું બાબત હતી તે જોવાને અંદર આવ્યા. "હું વફાદારોનો રાજા છું, હું વફાદારોનો રાજા છું," એમ બુમ પાડતો જ્યારે તેઓએ તેને સાંભળ્યો ત્યારે, તેઓ બોલ્યા "આ માણસ ગાંડો છે."

૭. પછી તેઓએ તેને પકડયો, તેના હાથ પાછળથી બાંધ્યા, અને ગાંડાને માટેના ઘરમાં તેને લઈ ગયા. ત્યાં તેઓએ તેને માર્યો, અને તેનાં કપડાં ઉતારી લઇને, એક ઉંચી બારી આગળ તેને ગળે સાંકળ બાંધી. દશ દિવસ પછી તેની માતા તેને મળવા આવી. તેણીએ કહ્યું "હવે વિચાર કર, મારા દીકરા. જો તું ખરેખરી રીતે રાજા હતે તો તું આ જગ્યાએ હતે ખરો !"

૮. જ્યારે અબુહસને આ સાંભળ્યું ત્યારે તે બોલ્યો "માતા, તું સાચું બોલી છે. મને (ચોક્કસ) સ્વપ્નું આવેલું હોવું જોઇએ કે હું એક ખલીફો હતો, અને મારી પાસે ઘણા નોકરો અને ગુલામો હતા. મેં જે કર્યું છે અને કહ્યું છે તે માટે મને માફી આપો."

પછી તેઓએ તેને ગાંડાના ઘરની બહાર કાઢયો અને તેને ઘેર જવા દીધો.

૯. જ્યારે તેને સારૂં થયું (જ્યારે તે સારો થયો) ત્યારે, અજાણ્યા માણુસને વાળુ કરવા આમંત્રણ કરવા તે પૂલપર ફરીથી ગયો. અહીંઆં તેને ખલીફો મળ્યો કે જે, ત્યાં આગળ અબુહસનને ફરીથી મળવાની આશાથી, વેપારીના પોશાકમાં દરરોજ પુલપર જતો.

૧૦. જેવો અબુહસને ખલીફાને જોયો કે તરતજ તે ગુસ્સે થયો. તે બોલ્યો "તેં મારૂં આટલું બધું ખોટું શા માટે કર્યું?" ખલીફાએ કહ્યું "મેં તને શું કર્યું છે?" અબુહસને જવાબ આપ્યો, "તેં જે કર્યું છે તેના કરતાં વધારે તું શું કરી શકતે? મને મારવામાં આવ્યો છે. તેઓએ કહ્યું કે હું ગાંડો માણુસ હતો અને મને ગાંડાના ઘરમાં મુકયો હતો. આ બધું તારાથી કરવામાં આવ્યું હતું. હું તને મારે ઘેર લાવ્યો. મેં તને મારો ઉત્તમ ખોરાક આપ્યો. બદલામાં તેં મને ગાંડો બનાવ્યો જેથી કરીને હું કોણુ હતો તેનું મને ભાન ન રહ્યું. ચાલ્યો જા, અને ફરીથી મારા જોવામાં આવતો નહી."

## પાઠ ૨૯. અબુહસન–ભાગ ચોથો.

૧. આથી ખલીફો હસ્યો. તે હસનની પાસે બેઠો. તેણે કહ્યું "તમે હેરાન થયા છો એમ સાંભળીને મને ઘણી દીલગીરી થાય છે. તમને થયું તે બધું મને કહો."

૨. પછી પહેલેથી છેલ્લે સુધી તેને જે જે થયું હતું તે બધું હસને તેને કહ્યું. ખલીફાને વાત સાંભળી હસવું આવ્યું. પરંતુ તેણે તેનું હસવું દાબી દીધું. પછી તે બોલ્યો, "ઇશ્વરનો આભાર માનો કે તમારી બધી પીડા હવે પુરી થઈ ગઈ છે. ચાલો આપણે પાછા મીત્રો બનીએ."

પરંતુ અબુહસને જવાબ આપ્યો. હું ફરીથી તમારી સાથે મીત્ર ભાવ રાખીશ નહીં. એક કહેવતમાં કહેલું છે કે, "જે માણુસ પત્થર આગળ ઠોકર ખાય છે અને પાછો ત્યાં જાય છે તે તેને જે કાંઈ થાય તેને લાયક છે." તેથી હું તમારી જોડે રહીશ નહીં, કારણકે તમારી છેલ્લી મુલાકાતે મારી આવી દુર્દશા કરી."

૩. ખલીફાએ કહ્યું "મારી છેલ્લી મુલાકાતે તારૂં નસીબ સારૂં કર્યું. તું ઇચ્છતો હતો તે પ્રમાણે પાંચ ઘરડા માણસોને શિક્ષા કરવામાં આવી હતી, અને તારી માતાને સોનાના સો સિક્કા મળ્યા."

હસને જવાબ આપ્યો "તે ખરૂં છે."

ખલીફાએ ઉમેર્યું "કદાચ બીજી વખત તને કાંઈક થશે કે જે તને તેના કરતાં વધારે ખુશ કરશે."

હસને કહ્યું "તમારે શું જોઇએ છે." (તમારી શું ઇચ્છા છે)

૪. ખલીફાએ જવાબ આપ્યો "આજે રાતે હું ફરીથી તમારો મહેમાન થવા માંગું છું."

છેવટે અબુહસને કબુલ કર્યું. "પરંતુ તમારે સુલેમાનની વીંટીના સોગન લેવા પડશે કે ફરીથી હું ગાંડો નહીં થાઉં."

ખલીફાએ કહ્યું "હું તે સોગન લઈશ."

૫. અબુહસન ખલીફાને પોતાને ઘેર લઇ ગયો, અને પહેલાંની માફક તેને ઉજાણી કરાવી. ખલીફાએ ફરીથી તેને ઉંઘવાનો ભૂકો આપ્યો, અને તેને મહેલમાં લઈ જવાનો હુકમ કર્યો.

૬. રાત પુરી થવા આવી ત્યારે અબુ જાગ્યો. તેણે સંગીતનો અને ગુલામડીઓના ગાવાનો અવાજ સાંભળ્યો. તે બુમ પાડી ઉઠયો, "ઓ મારી મા!" પછી એક ગુલામડીએ જવાબ આપ્યો "તમારી સેવામાં, ઓ વફાદારોના રાજા."

૭. જ્યારે તેણે આ સાંભળ્યું ત્યારે, અબુ મનમાં બોલ્યો, "શું હું ફરીથી દુષ્ટ ભૂતની સત્તામાં પડેલો છું? હું માત્ર ઇશ્વરપર ભરોસો રાખી શકું છું." પછી તેણે એક નોકરને બોલાવ્યો. તેણે કહ્યું "મારો કાન કરડ કે જેથી હું ઉંઘું છું કે જાગું છું તે મને માલુમ પડે.

૮. ત્યારે તે નોકરે કહ્યું, "જ્યારે તમે વફાદારોના રાજા છો ત્યારે હું તમારો કાન કેવી રીતે કરડી શકું?" અબુહસને કહ્યું "જો તું મારો કાન નહીં કરડે તો હું તારૂં માથું કાપી નાખીશ." તેથી તેના દાંત એકઠા મળ્યા ત્યાંસુધી નોકરે તે કરડયો, અને અબુહસન મોટેથી ચીસ પાડી ઉઠયો.

૯. ખલીફો જે પડદાની પાછળ હતો તે એટલું બધું હસ્યો કે તે નીચે પડી ગયો. જે હાજર હતા તે બધા ખડખડ હસ્યા. તેઓએ નોકરને કહ્યું તું ગાંડો હોવો જોઇએ કેમકે તેં ખલીફાનો કાન કરડયો ! !

૧૦. તેણે જ્યારે તે બધાને હસતા જોયા ત્યારે અબુહસન ગુસ્સે થયો. તેણે કહ્યું "હું સારી રીતે સમજું છું કે તમે બધા દુષ્ટના નોકરો છો, પરંતુ ઇશ્વર મારૂં રક્ષણ કરશે."

૧૧. પછી ખલીફો પડદાની પાછળથી બહાર આવ્યો. તેણે કહ્યું "ઓ અબુહસન, તું હસાવીને અમને મારી નાંખશે. પછી અબુહસનને ખબર પડી કે ખલીફો કોણ હતો, અને તેણે તેને સલામ કરી. ખલીફાએ અબુહસનને એક કીમતી ઝભ્ભો અને સોનાના હજાર સીક્કાઓ આપ્યા; અને તેને પોતાનો એક મીત્ર બનાવ્યો.

### પાઠ ૧૦ મો સુર્યનું હસવું.

૧ વરસાદે સુર્યને હસવું "ચાલ્યો જા. તું જો તો નથી કે આજે હું પૃથ્વીની મુલાકાત લેવાનો છું ? તું જાણે છે કે જ્યારે મારાં આંસુઓ પડે ત્યારે તારે પ્રકાશવું ન જોઇએ."

૨. સુર્ય એ કહ્યું "તે એવો રમણીય દિવસ છે અને પૃથ્વી એટલી બધી સુંદર છે કે હું જવા માંગતો નથી (મારે જવું નથી.)"

૩. વરસાદે કહ્યું "હું લાંબો વખત રહીશ નહી, માત્ર પાંચ કે દશ મીનીટ તને ખુશ કરવાને માટેજ હું એક નાનું ઝાપટું નાંખીશ."

૪. સુર્યએ કહ્યું "પણ પાંચ મીનીટ માટે પણ મારે જવું નથી. ઘણી નવી કળીઓ અને નવાં ફળો છે કે જે મારે જોવાં છે. વળી, તેમનાં ઇંડામાંથી તાજાં સેવાયલાં ઘણાં જુવાન (નાનાં) પક્ષીઓ છે, કે જેમને આ રમણીય દુનિઆમાં હું આવકાર આપવા ઇચ્છું છું.

૫. વરસાદ, શા માટે તું તેમને એકલાં મુકી શકતો નથી. જ્યારે તેમને ગરમ કરવાને હું હોઉં છું ત્યારે દિવસના વખતમાં તેઓ તને ઇચ્છતા નથી. (માગતા નથી). રાતપડે ત્યાં સુધી થોભ; પછી હું ઘણો દૂર હોઇશ.

૬. હું બીજા પ્રદેશોમાં ગયેલો હઇશ, અને ચંદ્ર અને તારાઓ મારી જગ્યાએ હશે. એકાદ બે કલાકને માટે તારાં વાદળાં તેમના ચહેરા ઢાંકી દેશે તેનો તેમને વાંધો પડશે નહીં, અને પૃથ્વીની આ બાજુ એટલી બધી ઉંઘમાં હશે કે તેમની તેને ખોટ લાગશે નહીં (પડશે) નહીં."

૭. "મારા વહાલા સૂર્ય" વરસાદે કહ્યું . "તું વસ્તુઓને ગરમ કરતો નથી. તું તેમને કેટલીક વખત બહૂ ગરમ કરે છે. જ્યારે આપણે વાત કરીએ છીએ ત્યારે, વધારેને વધારે તાપ થતો જાય છે, અને થોડીવારમાં જે ફુલો તને એટલા બધાં ગમે છે તે નમી જશે અને ફિક્કાં (રંગ વગરનાં) થઇ જશે.

૮. તેમને તાજાં કરવાને માટે માટે હું મારાં ચળકતાં નાનાં ટીપાંઓ મોકલું નહી ત્યાં સુધી ઘાસ દીલગીરીથી જમીનપર નીચું નમી રહેશે, અને પક્ષીઓ ગાતાં આકાશે (ગાવાનું બંધ કરશે.)

૯. થોડીક ક્ષણ એક વાદળાં પાછળ સંતાઈ જા, અને જ્યારે તું ફરીથી બહાર આવે ત્યારે, તને પૃથ્વી હંમેશના કરતાં વધારે રમણીય લાગશે. બધી ધૂળ અને ડાઘાઓ ધોવાઇ જશે, ઘાસ વધારે લીલું થશે, અને ફૂલો વધારે પ્રકાશીત થશે. સુર્ય, હું તને કહું છું તેમ કર."

૧૦. પરંતુ જુલાઈ મહિનાના તે ગરમ દિવસે, સુર્ય હઠીલો હતો. વાદળાંની પાછળ તે સંતાયો નહીં, પરંતુ જ્યારે ઝાપટું શરૂ થયું ત્યારે તેણે પ્રકાશવાનું ચાલુ રાખ્યું.

૧૧. જ્યારે ચકચકીત ટીપાંઓ તેનાપર પડયાં ત્યારે, પૃથ્વીપર નીચે જોતાં, મીઠી કળીઓને તેમનાં નાજુક પાંદડાં ખોલતી, ઘાસો ટટાર ઉભુ રહેતું, અને ફુલોને તેમનાં નમી ગયેલાં ઉપરના ભાગને ઉંચા કરતા, તેણે જોયાં.

૧૨. તેનાપર હસીને સુર્યએ કહ્યું, "વરસાદ તારૂં કહેલું ખરૂં હતું. તેના હસવાથી આકાશમાં કમાન થઈ, અને ઝાપટું આવ્યું ત્યાં સુધી દરેક રંગથી ચકચકતો ત્યાં પ્રકાશ્યો.

૧૩. નીશાળેથી આવતાં છોકરાંઓએ તે જોયું, અને આનંદથી બુમ પાડવાં લાગ્યાં "મેઘધનુષ! સુંદર મેઘધનુષ! ચાલો આપણે મેઘધનુષ તરફ દોડીએ.

———

# નોટીસ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે શ્રી. કરશનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | | |
|---|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઈમર ભાગ બીજાના મીનીંગ (તરજુમા સહીત) | | ૦—૬—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૧લાના | ,, | ....૦—૮—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૨ ના | ,, | ....૦-૧૧-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૩ ના | ,, | ....૦-૧૩-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૪ ના | ,, | ....૧—૦—૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૫ ના | ,, | ....૧—૪—૦ |
| સંસ્કૃત પ્રીમરની ગાઇડ ... | .... | ....૦-૧૨-૦ |
| નળાખ્યાન સટી૦ મોહીકૃત .... | .... | ....૧—૨—૦ |
| ધી મીડલ સ્કુલ એરિથમેટીક.... | .... | ...૧—૦—૦ |
| નેલસન રીડર્સ પ્રાઈમરના મીનીંગ (તરજુમા સહીત) | | ...૦—૬—૦— |
| નેલસન રીડર્સ નં. ૧ના | .... | ....૦-૧૦-૦ |
| ,, ,, ૨ના | .... | ....૦-૧૩-૦ |
| ,, ,, ૩જા | .... | ....૧—૪—૦ |
| ,, ,, ૪થા | .... | ....૧—૪—૦ |
| ,, ,, ૫મા | .... | ....૧—૪—૦ |

એ શિવાય બીજી બધી શાળાપયોગી ચોપડીઓ મળશે જથાબંધ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

---

Published by-Balubhai Karsandas Narandas
Book-seller, Nanavat—SURAT.
Printed by-Narayanrao Laxmanrao Nikum at the
SHANKER P. PRESS. Ghawta Bridge-SURAT.